


# આપણી મહાસભા

ખંડ પહેલો

અશોક બાલપુસ્તકમાળા : વર્ષ : ૫ : પુસ્તક : ૧૧-૧૨

# આપણી મહાસભા

[ખંડ : પહેલો]



લેખક : નાગરદાસ ઇ. પટેલ
ચિત્રકાર : જગમોહન મીસ્ત્રી



સંપાદકો : નાગરદાસ ઇ. પટેલ
રમણલાલ નાનાલાલ શાહ



આઠ આના

બાલવિનોદ કાર્યાલય
૧૪૯ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઇ : ૨

આવૃત્તિ પહેલી : ડીસેંબર : '૩૯  બીજી : જુન '૪૩

      

મુંબાઇ સરકારના કેળવણી ખાતા ને વેસ્ટર્ન
ઇંડિયા સ્ટેટસ એજન્સી તરફથી મંજૂર.

૨૪૧૯૨



## અનુક્રમ





      


: મુદ્રક :
રામદાસ ઈ. પટેલ
રજની પ્રિન્ટરી

: પ્રકાશક :
નાગરદાસ ઈ. પટેલ
બાલવિનોદ કાર્યાલય

એકસો ઓગણપચાસ : પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ નં. ૨

# પરિચય



મહાસભા આપણા દેશની સૌથી વધારે પ્રભાવશાળી સંસ્થા છે. આમ જનતા ઉપર એનો અજબ કાબુ છે. અત્યાર સુધી થતું આવેલું શોષણ અટકાવી જનતાનું હિત સાધવાની મહાસભાની આકાંક્ષા છે અને હિંદુસ્તાનનું 'પૂર્ણ સ્વરાજ્ય'એ એનું ધ્યેય છે. અનેક કટોકટીમાંથી એને પસાર થવું પડ્યું છે અને અત્યારે પણ એ એવીજ પરિસ્થિતિમાંથી પસાર થાય છે.

મહાસભાનો વિસ્તૃત ઇતિહાસ પ્રકટ થયો છે. જુદી જુદી બેઠકોના હેવાલો અને ભાષણો પણ જુદી જુદી ભાષાઓમાં પ્રગટ થયાં છે. છતાં નાનાં બાલકો અને જેનું બાલમાનસ છે એવાં માણસો [એવાં સ્ત્રીપુરૂષોની સંખ્યા નાનીસૂની નથી] ને માટે મહાસભાનો ઇતિહાસ હજી સુધી તૈયાર થયો નથી એ ખોટ પૂરી પાડવાનો આ નમ્ર પ્રયાસ છે.

બાલમિત્રો મહાસભાને ઓળખે છે અને આ ઇતિહાસ વાંચ્યા પછી એને વધારે સારી રીતે ઓળખશે. એમણે એની હાક સાંભળીને વાનરસેના ને માંજરસેનાઓ સ્થાપી હતી ને બનતી સેવા કરી હતી. મહાસભાની મુશીબતો એમણે જાણવાની જરૂર છે.

આ ઇતિહાસ એક જ ખંડમાં આપવાની ઇચ્છા હતી પણ આટલા લાંબા ગાળામાં એટલા બધા બનાવો બન્યા છે કે તે સંક્ષેપમાં લખવાથી આખો હેતુ માર્યો જાય એવું હોવાથી નાછૂટકે પુસ્તકને બે ખંડમાં વહેંચી નાંખવું પડ્યું છે.

નાગરદાસ ઈ. પટેલ



# આપણી મહાસભા

## ચાલો હરિપુરા

ઝંડા ઉંચા રહે હમારા !
વિજયી વિશ્વ તિરંગા પ્યારા !

'ચાલો હરિપુરા' અશોક કહેતો હતો.
'ચાલો હરિપુરા' ઈંદુનો આગ્રહ હતો.
'ચાલો હરિપુરા' કમળા બોલતી હતી.
અને શિવાભાઈ લખતા હતા 'હરિપુરા આવો.'

સને ૧૯૩૮ નો ફેબ્રુઆરી મહિનો ચાલતો હતો, ગુલાબી ઠંડી પડતી હતી. હરિપુરામાં ધમધોકાર તૈયારીઓ ચાલતી હતી.

'હરિપુરા કેવડું મોટું હશે ?' અશોકે પૂછ્યું.

'એ નાનું સરખું ગામડું છે. બારડોલી તાલુકામાં તાપી નદીને દક્ષિણ કાંઠે એ આવેલું છે. દર વર્ષે મહાસભાની બેઠક કોઈને કોઈ મોટા શહેરમાં ભરાતી હતી તેને બદલે છેલ્લાં બે વર્ષથી એ ગામડામાં ભરવાનો ઠરાવ થયો છે.' મેં ખુલાસો કર્યો.

'એવડા નાના ગામમાં મહાસભાની બેઠક માટે શી રીતે સગવડ થઈ શકશે ?' કમળાએ પૂછ્યું.

'એને સારૂ તો વાંસનું વિશાળ નગર બાંધવામાં આવ્યું છે. પાણીના નળ, વિજળીની બત્તીઓ, તાર, ટપાલ ને ટેલિફોન તથા વાહન વહેવારનાં સઘળાં સાધનો ત્યાં હાજર રખાયાં છે.

કોઇ વાતની કૈં કચાસ રાખી નથી. ગુજરાતે એની સઘળી જવાબદારી ઉઠાવી છે અને તડામાર કામ ચાલી રહ્યું છે. એ




નગરનું નામ રખાયું છે વિઠ્ઠલનગર.'

'ત્યારે તો જંગલમાં મંગલ કર્યું છે એમજ કહોને.' ઇંદુએ કહ્યું.

'જેમ ગણો તેમ. એ ઉપરાંત આ વખતની મહાસભાની

બેઠક ઘણી અગત્યની છે. છેલ્લા આઠ મહિનાથી મહાસભાએ પ્રાંતિક સ્વરાજ્ય ચલાવવાનું કબુલ કરીને પ્રધાનમંડળો રચ્યાં છે. એના કામકાજમાં આંટી ઊભી થઇ છે. રાજકીય કેદીઓને છોડવાના પ્રધાનોના હક ઉપર વાંધા પડયા છે એટલે એને અંગે મહાસભાનાં બધાં પ્રધાન મંડળો રાજીનામાં આપે એવી સ્થિતિ ઉભી થઇ છે. આ આંટીનો ઉકેલ હરિપુરાની બેઠકમાં થશે તેથી સૌની નજર હરિપુરા ઉપર છે.'

'પ્રાંતિક સ્વરાજ્ય એટલે શું ?' અશોકે પૂછ્યું.

'પ્રજાના ચૂંટેલા પ્રતિનિધિઓમાં જે પક્ષની બહુમતિ હોય તે પક્ષમાંથી પ્રધાન મંડળ નીમાય અને એ પ્રધાન મંડળ આખા પ્રાંતનો કારભાર ચલાવે તે.' મેં સમજાવ્યું. 'એ રીતે સંપૂર્ણ કારભાર હજી આપણા હાથમાં આવ્યો નથી પણ સને ૧૯૩૫ ના હિંદધારા મુજબ કેટલીક બાબતો અનામત રખાઇ છે ને બાકીનીનો કારભાર આપણને સોંપાયો છે.'

'એવી રીતે કેટલા પ્રાંતોમાં મહાસભાનાં પ્રધાન મંડળો છે ?' ઇંદુએ પૂછ્યું.

'એકંદરે અગિયાર પ્રાંતોમાંથી આઠ પ્રાંતોમાં આપણાં પ્રધાનમંડળો છે. મેં કહ્યું તે જાતની આંટી બે પ્રાંતોમાં પડી છે. પ્રધાનો કેદીઓને છોડવાની સૂચના કરે છે ને ગવર્નરો તેને ના મંજૂર કરે છે. આ રીતે પ્રધાનોના કામમાં ડખલ કરવાની ગવર્નરોને સત્તા નથી એવું મહાસભાનું કહેવું છે.'

'એ તો ઠીક! પણ તમે મહાસભાનો આખો ઇતિહાસ સમજાવો તો મઝા પડે.' કમળાએ કહ્યું.

'જરૂર.'

'મહાસભા શરૂ થયે કેટલાં વર્ષો થયાં ?' અશોકે પૂછ્યું.

'બાવન વર્ષ. આ વખતે એની એકાવનમી બેઠક ભરાય છે.'

'આપણે હરિપુરા જવા કાલે રાતની ગાડીએ ઉપડીએ તો સારૂ.' કમળાએ સૂચના કરી.

'ભલે.'

'અને રસ્તામાં તમે અમને મહાસભાની વાત કરજો હાં કે!' ઈંદુ બોલી.

'સારૂ.'



## મહાસભાની શરૂઆત

'મહાસભાની શરૂઆત કોણે કરી?'

અમારી ગોઠવણ મુજબ અમે તૈયાર થઈને હરિપુરા જતા હતા. જતાં જતાં મહાસભાનો ઇતિહાસ કહેવાનું મેં કહેલું તે મુજબ કમળાએ સવાલ કર્યો.

'એલન ઓકટેવિયસ હ્યુમ નામના અંગ્રેજે એની શરૂઆત કરી. એનો વિચાર પહેલાં તો સમાજને લગતા સવાલોની ચર્ચા કરવા સારૂ દર વરસે એક સંમેલન ભરવાનો હતો—'



એ. ઓ. હ્યુમ

'પછી—'

'એણે પોતાનો વિચાર લૉર્ડ રિપન જે એ વખતે વાઇસરાય હતા તેમને જણાવ્યો. એમણે હ્યુમને સલાહ આપી કે વિલાયતમાં જેમ વિરોધ પક્ષ હોય છે તેમ રાજકારણમાં રસ લેતી કોઈ સંસ્થા હોય તો વધારે સારૂં. એ હિસાબે હ્યુમે પોતાના સંમેલનને રાજકારણમાં રસ લેતું કરવાનું નકકી કર્યું.'

'પહેલી મહાસભા ક્યારે મળી ?' અશોકે પૂછ્યું.

'સને ૧૮૮૫ ના ડીસેંબર મહિનામાં મુંબાઇમાં સૌથી પહેલી મહાસભા મળી. વિચાર તો પૂનામાં ભરવાનો રાખ્યો હતો પણ ત્યાં કોલેરા ફાટી નીકળવાથી મુંબાઇમાં ગોઠવણ કરી હતી.'

'મુંબાઇમાં ક્યાં આગળ એ ભરાઇ હતી ?' ઈંદુએ સવાલ કર્યો.

'ગોકળદાસ તેજપાળ છાત્રાલયમાં. તે વખતે અત્યારની માફક વિશાળ મંડપોની જરૂર ન હતી, કારણ કે બહુ થોડા માણસોએ ત્યારે હાજરી આપી હતી, પણ જે હાજર હતા તેમાંના ઘણા જાણીતા લોકનેતાઓ હતા. વ્યોમેશચંદ્ર બેનરજી એ બેઠકના પ્રમુખ હતા.'

'એમાં શું થયું ?' કમળાએ પૂછ્યું.

'મહાસભાનો ઉદ્દેશ નક્કી થયો અને નવ ઠરાવો પસાર થયા.'

'ઉદ્દેશ શો હતો ?'

'રાષ્ટ્રીય એકતા કરવાનો, એકબીજા કાર્યકર્તાઓનો ભાઇચારો વધારવાનો, અને જાહેર હિત માટે કામ કરવાનો.'

'ઠરાવો કેવા કર્યા હતા ?' ઈંદુએ પૂછ્યું.

'શાહી કમિશનની માગણીનો ધારાસભાઓમાં લોકોના પ્રતિનિધિઓને સ્થાન આપવાની માગણીનો અને બધા ઠરાવો બીજાં રાજદ્વારી મંડળોને મોકલવા બાબત મુખ્ય ઠરાવ થયા હતા.'

'આ હિસાબે તો મહાસભાની શરૂઆત થઇ તે પહેલાં પણ બીજાં રાજદ્વારી મંડળો હતાં ખરાં.' કમળાએ કહ્યું.

'જુદા જુદા પ્રાંતોમાં નાનાં મોટાં મંડળો હતાં પણ આખા

હિંદ વતી બોલનારૂં કોઇ મંડળ કે સંસ્થા ન હતી, એવી સંસ્થા તો મહાસભા જ હતી.'

'ઠીક.'

'અને શરૂઆતમાં તો મહાસભાએ ચાલુ રાજપધ્ધતિ પર ટીકા કરવાને બદલે માગણીઓ અને વિનંતિઓ કરતા ઠરાવો પસાર કરેલા.'



દાદાભાઈ નવરોજી.

'તે વખતે કયા કયા લોકનેતા હતા?'

'રાનડે, ભાંડારકર, આગરકર, તેલંગ, દાદાભાઇ નવરોજી, ફિરોજશા મહેતા, બેરામજી મલબારી, નારાયણ ચંદાવરકર વગેરે ઘણા લોકનેતાઓએ એમાં ભાગ લીધો હતો.'

'એ બેઠકમાં કેટલા પ્રતિનિધિઓ આવ્યા હશે!'

'એકંદરે ૭૨ પ્રતિનિધિ હાજર હતા, પ્રેક્ષકોની સંખ્યા બહુ તો પાંચસો સાતસો જેટલી હશે. એ રીતે આજથી બાવન વર્ષ ઉપર મહાસભાની શરૂઆત થઇ. આજે તો એ ફાલી ફૂલી ને ઘણી વિશાળ થઇ પડી છે!'



## શરૂઆતનાં વર્ષો

'તેવીસ વર્ષ સુધી મી. હ્યુમે મહાસભાના મંત્રી તરિકે કામ કર્યું અને એ વર્ષો દરમિયાન મહાસભા ઘણી લોકપ્રિય બની.'

'ત્યારે તો એના પ્રતિનીધિ તથા પ્રેક્ષકો પણ વધ્યા હશે.' કમળાએ જણાવ્યું.

'હાસ્તો. એ વર્ષો દરમિયાન વધારેમાં વધારે ૧૮૮૯

પ્રતિનિધિ અને ૨૦,૦૦૦ પ્રેક્ષકોની હાજરીની નોંધ છે. દર વર્ષે મહાસભા જુદેજુદે સ્થળે મળતી હતી. મુંબાઇ, મદ્રાસ, અલાહાબાદ, કલકત્તા, નાગપુર, લાહોર, પૂના, બનારસ, લખનૌ, અમદાવાદ, સુરત, અમરાવતી વગેરે ઠેકાણે એની બેઠકો ભરાઇ હતી. એના પ્રમુખો તરીકે પણ હિંદુ, પારસી, મુસલમાન અને યુરોપિયનો ચુંટાયા હતા. એકંદરે મહાસભા શરૂઆતથી જ આપણા દેશની બધી કોમોની સંસ્થા હતી અને એ રીતે તે ચાલુ રહી છે.'

'એના ઠરાવોમાં પછી કૈં ફેરફાર થયો છે ખરો?' કમળાએ પૂછ્યું.

'વખત જતાં એમાં વિનંતિને બદલે જનતાના હકની વાત આવી અને એ હક પર જ્યાં જ્યાં તરાપ મુકાતી હતી ત્યાં ત્યાં એની ફરિયાદ અને સરકારનાં પગલાંની ટીકા પણ થવા લાગી. લોર્ડ ડફરીન, જેમણે હ્યુમને મહાસભાને રાજકિય સંસ્થા કરવાની સલાહ આપેલી તે પણ એના ઠરાવોથી છેડાઇ પડયા અને મહાસભા તો રાજદ્રોહી સંસ્થા છે એવું બોલ્યા.'

'ત્યારે તો એને મદદ પણ નહિ આપી હોય!' ઇંદુ બોલી.

'છેક એવું ન હતું. કોઇ કોઇ ગવર્નરો તો એની બેઠકની મુલાકાત લેતા હતા. એની બેઠક માટે એક વખત સરકારે પોતાના તંબુઓ પણ આપ્યા હતા. છતાં એકંદરે મહાસભા તરફ સરકારની મીઠી નજર ન હતી.'

'કડવી વાત કરે તેના ઉપર મીઠી નજર શાની રહે!' અશોકે કહ્યું.

'એમજ, એ વખતે લોકોનો રાજકારણમાં કશો અવાજ ન હતો ને મહાસભા એમના વતી બોલતી હતી તે સરકારને ગમતું ન હતું. અંગ્રેજી રાજઅમલ પછી પ્રજા ઘોવાતી જતી હતી તે મહાસભાને કેમ ગમે! એનો ખરચ પણ ઘણો ભારે હતો—'

'શી રીતે?' ઈંદુએ પૂછ્યું.

'એને માટે એક દાખલો લઈએ: આપણા દેશમાં માણસદીઠ વાર્ષિક આવક ૧૫ રૂપિયા છે ને વિલાયતમાં ૬૩૦ રૂપિયા છે, છતાં વિલાયતમાં લશ્કરના એક સિપાઈ પાછળ રૂ. ૨૮૫ ખર્ચાય છે ને હિંદમાં રૂ. ૭૭૫ ખર્ચાય છે. આ આંકડા ૧૮૯૧ ના છે. એ ઉપરથી જણાઈ આવે છે કે આપણા દેશનો રાજવહીવટ ભારે ખર્ચાળ છે. એને અંગે દેશમા મોંઘવારી આવી, વળી વિલાયતના લાભ માટે આપણા વણાટ તેમજ બીજા ઉદ્યોગોનો ઇરાદાપૂર્વક નાશ કરવામાં આવ્યો. આવી આવી બાબતો તરફ મહાસભા શી રીતે આંખ મીંચીને બેસી રહે! સરકારે જંગલનો, છાપાનું છૂટાપણું લેઇ લેવાનો, મીઠાનો તથા દમનના જે જે કાયદા કર્યા તેની સામે મહાસભાએ ખૂબ ફરીયાદ કરી છતાં એના ઉપર ઘણું થોડું ધ્યાન અપાયું. ૧૯૦૫ માં બંગાળના ભાગલા પડયા—'

'તેની શી અસર થઇ?' અશોકે પૂછ્યું.

'એનાથી દેશ આખામાં નવો જીવ આવ્યો. સ્વદેશીની-હિલચાલ આખા દેશમાં શરૂ થઇ અને બંગાળની પ્રજાએ પરદેશી માલનો બહિષ્કાર કર્યો. એને પરિણામે સરકારે દમનનાં પગલાં ભર્યાં. 'વંદેમાતરમ' નું આપણું ગીત રાજદ્રોહી ઠરાવ્યું. મહાસભાએ એ ઉપરથી ઠરાવ કર્યો કે બંગાળના ભાગલા સામે વિરોધ ઉઠાવવા પ્રજાએ પરદેશી માલના બહિષ્કારની ચળવળ કરી તે વ્યાજબી હતી.'

'એ હિસાબે તો દેશી માલ તથા ધંધારોજગારને ઉત્તેજન મળ્યું હશે.' કમળાએ કહ્યું.

'જરૂર.'



# પહેલાં ત્રીસ વર્ષ

**[૧૮૮૫–૧૯૧૪]**

'બંગાળના ભાગલા પછી રદ થયા ખરા કે?' કમળાએ પૂછ્યું.

'એને લીધે આખા દેશમાં ભારે અસંતોષ ફેલાયો છે એવી ખાતરી થવાથી છેક ૧૯૧૧માં શહેનશાહ પાંચમા જ્યોર્જ ગાદી-એ બેઠા તે પ્રસંગે એ ભાગલા રદ કર્યા અને બિહાર ને ઓરીસાનો જુદો પ્રાંત બનાવ્યો. આ રીતે રાષ્ટ્રીય ચળવળને સફળતા મળવાથી મહાસભાના કામને ઠીક વેગ મળ્યો.'

'મહાસભાનું કામ આખું વરસ ચાલતું ખરું?' ઇંદુએ પૂછ્યું.

'અત્યારની માફક ચાલતું નહતું. સંમેલન વરસની આખરે મળતું. જુદા જુદા વિષયોની ચર્ચા કરતું અને ઠરાવો કરતું. એની પાછળ સતત કામ કરવાની જરૂર મહાસભાને ધીમે ધીમે લાગી. એના ઠરાવો વગેરેના પ્રચાર માટે વિલાયતમાં એક સમિતિ નીમવાની પધ્ધતિ વર્ષો સુધી ચાલુ રહી હતી. આ બધાં વર્ષો દરમિયાન મહાસભાએ લગભગ બસો વિષયો ઉપર પોતાનું લક્ષ આપ્યું હતું. એ બધા પૈકી એનું સતત ધ્યાન ખેંચી રહેલો વિષય લશ્કરને લગતો હતો. એના ઉપર અઢળક પૈસા ખર્ચાય છે અને એ વિલાયતના ભલા માટે આપણા ખર્ચે રખાય છે, તથા એનો નિભાવ થાય છે. ૧૯૦૬ ની મહાસભાની બેઠકનો ઠરાવ જણાવે છે તે મુજબ સત્તર કરોડમાંથી વધીને એ ખર્ચ તે અરસામાં બત્રીસ કરોડ જેટલું થયું હતું. લશ્કરી ખર્ચની આ લૂંટમાંથી દેશને બચાવવા માટે મહાસભાએ ભારે વિરોધ કર્યો છે પણ તેને આજની ઘડી સુધી જોઇએ તેવી સફળતા મળી નથી.'

'મહાસભાના આગેવાનોને સરકાર હેરાન કરતી ખરી?' અશોકે પૂછ્યું.

'સરકાર સામ, દામ ને ભેદથી એમને પોતાના પક્ષમાં

લેવા મથતી. એવા કેટલાય નેતાઓને પોતાના પક્ષમાં લઇ લીધેલા ને તેમને મોટી મોટી નોકરીઓ તથા ઇલકાબ આપેલા પણ ખરા. એ રીતે સરકાર પક્ષમાં જઇને તેઓ મહાસભાની સેવા કરતા બંધ પડતા. આ રીતે જ ઉદારમતવાદી અથવા વિનિત પક્ષ ઊભો થયેલો. ૧૯૦૭ ની સુરતની બેઠકમાં આ પક્ષ અને રાષ્ટ્રીય પક્ષના મતભેદને અંગે તડ પડયાં. લાલા લજપતરાયને વગર તપાસે દેશનિકાલ કરવામાં આવ્યા '

'ગાંધીજી કયારે મહાસભામાં જોડાયા?' કમળાએ પૂછ્યું.

'ગાંધીજીએ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ઉપાડેલી અને તેમાં એમને સફળતા મળેલી તેમજ હિંદીઓના હકોનો સ્વીકાર થયેલો. એ લડત તરફ મહાસભાનું ધ્યાન ૧૯૧૩ માં ખેંચાયેલું. ૧૯૧૪ માં યુરોપમાં મહાયુદ્ધ ફાટી નીકળ્યું ને ગાંધીજી આફ્રિકાથી પાછા ફર્યા. ૧૯૧૫ થી એ મહાસભામાં જોડાયા. મહાસભામાં આગળ પડતો ભાગ લેવા માંડયો તે પહેલાં એએક વર્ષો એમણે લોકનેતાઓ સાથે સંબંધ કેળવ્યો.


ગોપાલ કૃષ્ણ ગોખલે.

'એ વખતના મહાસભાના આગેવાનો કોણ હતા?' કમળાએ પૂછ્યું.

'દાદાભાઇ નવરોજી, ફિનશા વાચ્છા, ગોપાળકૃષ્ણ ગોખલે, સુબ્રહ્મણ્યમ આયર, બદરૂદીન તૈયબજી, કાશીનાથ તેલંગ, વ્યોમેશચંદ્ર બેનરજી, લોકમાન્ય તિલક, સુરેન્દ્રનાથ બેનરજી, પંડિત માલવિયા, લાલા લજપતરાય, ફિરોજશા મહેતા, આનન્દ ચરલુ, વિજય રાઘવા ચારિયર,

શંકરન નાયર, બિપિનચંદ્ર પાલ, રમેશચંદ્ર દત્ત, રાસબિહારી ઘોષ, સચ્ચિદાનંદ સિંહા વગેરે લોક નેતાઓએ એ વર્ષો દરમિયાન મહાસભાની સેવા કરીને રાષ્ટ્રના ઘડતરમાં મોટો ફાળો આપ્યો. એ ઉપરાંત કેટલાક ઇંગ્રેજ હિતેચ્છુઓએ પણ ઠીક મદદ કરી. એમાં જૉન બ્રાઇટ, હેનરી ફૅાસેટ, સર વિલિયમ વેડર બર્ન, ચાર્લ્સ બ્રેડલો, જનરલ બૂથ, લૉર્ડ રેટનલી વગેરેનાં નામ આગળ પડતાં છે.'

'મહા યુદ્ધમાં હિંદનું લશ્કર ઈંગ્લેંડને ઠીક કામ આવ્યું હશે!' કમળાએ ટકોર કરી.

'હારતો. એટલા સારૂ તો એ રખાય છે! હિંદનું બધુ યે લશ્કર એ વખતે વાઇસરોય લૉર્ડ હાર્ડિંજે લડાઇમાં મોકલી આપ્યું કારણ કે ઇંગ્લેંડ સંકટમાં આવ્યું હતું!'

'યુધ્ધ ક્યાં સુધી ચાલ્યું?' ઇંદુએ પૂછ્યું.

'છેક ૧૯૧૮ ના નવેંબર મહિના સુધી. ત્યાં સુધીમાં તો કેટલાય ફેરફાર થઇ ગયા.'



## હોમરૂલ લીગ

**[૧૯૧૫-૧૬]**

'સુરતની મહાસભામાં તડ પડેલાં તે પછી લોકમાન્ય તિલક સામે એમણે પોતે નહિ લખેલાં એવાં, એમના પત્ર કેસરીમાંનાં કેટલાંક લખાણ સંબંધી સરકારે એમની સામે રાજદ્રોહનો આરોપ મુકયો ને એમને ૭ વર્ષની સજા કરી. તેઓ ૧૯૧૪ માં છૂટયા. એજ વરસમાં શ્રીમતિ એની બિસેન્ટ મહાસભામાં જોડાયાં. ગાંધીજી આફ્રિકાથી પાછા ફરીને હિંદમાં આવ્યા હતા ને ગોખલેની અસર નીચે હતા. આપણા લશ્કરે ફ્રાન્સની રણભૂમિ

ઉપર જર્મનો સામે લડવામાં ભારે વીરતા બતાવી અને હિંદીઓની યોગ્યતા વિષે ઘણી સારી છાપ પાડી. શ્રીમતિ બિસેન્ટે જાહેર કર્યું કે: 'ભારતવર્ષ પોતાના પુત્રોના રૂધિરને બદલે સ્વતંત્રતાના કે હક્કોના ટુકડાઓનો સોદો કરવા માગતું નથી પણ પ્રજા તરિકે સામ્રાજ્યમાં પોતાનો અધિકાર સ્થાપિત કરવાનો દાવો કરે છે અને એમ કરવાનો એનો હક છે.'

'૧૯૧૫ ની બેઠક ક્યાં ભરાઇ?' કમળાએ પૂછ્યું.

'મુંબાઇમાં. એમાં–૨૨૫૯ પ્રતિનિધિ હતા. એ વર્ષે લોકમાન્યે તથા બિસેન્ટે સુરતની મહાસભા વખતે પડેલા બે પક્ષોના જોડાણ માટે ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમાં એમને જોઇતી સફળતા મળી નહિ. ગાંધીજીને વિષય વિચારિણી સમિતિની ચૂંટણીમાં નિષ્ફળતા મળી પણ પ્રમુખે સત્તાની રૂએ તેમને એ સમિતિમાં સભ્ય બનાવ્યા.'

'પછી એ ભાગલા સંધાયા ખરા?' અશોકે સવાલ કર્યો.

'૧૯૧૬ ની લખનૌની બેઠકમાં એ સંધાયા. લોકમાન્યે હોમરૂલ લીગની ૧૯૧૬ના એપ્રિલ મહિનામાં સ્થાપના કરી. બિસેન્ટે પણ એજ વર્ષના સપ્ટેંબરમાં 'ઓલ ઇંડિયા હોમરૂલ લીગ'ની સ્થાપના કરી. દેશ આખામાં ફરીને લોકમત કેળવવાનું કામ એમણે ઉપાડ્યું અને તેમાં એમને ભારે સફળતા મળી. એ વરસે લોકમાન્યને સાઠ વર્ષ પુરાં થતાં હોવાથી પ્રજાએ એમને એક લાખ રૂપિયાની થેલી આપી. જે તેમણે જાહેર કાર્ય માટે વાપરી. આ રીતે લોકમાન્ય એમનું કામ આગળ ધપાવતા હતા તે સરકારને ન ગમ્યું અને એમને કેદ કરવાને બદલે એમનું મોં બંધ કરવાનું નક્કી કર્યું.

'તે શી રીતે થઇ શકે?' ઇંદુએ શંકા બતાવી.

'એમની સામે એક વરસની સારી ચાલચલકત માટે ચાલીસ હજાર રૂપિયા જામીનગીરી માગી. એની સામે એમણે હાઈકોર્ટમાં અપીલ કરી ને હાઈકોર્ટે જામીનગીરીનો હુકમ રદ કર્યો. એથી તો એમની લોકપ્રિયતા ઘણી વધી. પોતાથી બન્યું તેટલું લોકમાન્યે અને પુર જોસથી બિસેન્ટે દેશને એક ખૂણેથી બીજે ખૂણે ફરીને લોકોને જાગ્રત કરવાનું કામ કર્યું.'


બાલ ગંગાધર તિલક

'લખનૌની બેઠકમાં શું થયું ?' કમળાએ પૂછ્યું.

'લખનૌની બેઠકમાં બેઉ પક્ષનું જોડાણ થવા ઉપરાંત હિંદુ મુસલમાન વચ્ચે ભાઈચારો બંધાયો અને બેઉના પ્રયાસથી સંસ્થાનિક સ્વરાજ્યની યોજના તૈયાર કરવામાં આવી. એ યોજનાને મહાસભા તથા મુસલમાનોએ જુદી સ્થાપેલી મુસ્લીમ લીગે મંજૂર કરી. એ બેઠકમાં ૨૩૦૧ જેટલા પ્રતિનિધિ હતા.'

'સંસ્થાનિક સ્વરાજ્યની યોજના કેવી હતી?' ઈંદુએ સવાલ કર્યો.

'મહાસભાએ પોતાનો ઉદ્દેશ ૧૮૯૯માં બંધારણીય સાધનોથી હિંદી સામ્રાજ્યના લોકોનું હિત અને કલ્યાણ આગળ વધારવાનો રાખ્યો હતો. તેમાં અવારનવાર સુધારો થતો હતો. પણ સંસ્થાનિક સ્વરાજ્યની યોજનાથી ભારે ફેરફાર થતો હતો. સામ્રાજ્યની નવરચનામાં સ્વરાજ્ય ભોગવતાં સંસ્થાનો જેવું સ્થાન હિંદને મળવું જોઈએ અને હિંદ પરાધીન સભ્ય તરીકે ન રહે એવી એમાં ચોખ્ખી માગણી હતી તથા તેને લગતી

મહાસભા અને લીગે નક્કી કરેલી વિસ્તારપૂર્વકની સુધારાની યોજના હતી.'

'એ હિસાબે તો હિંદની એક અવાજે કરેલી એ માગણી હતી. એમજને?' કમળાએ પૂછ્યું.

'એમજ. એમાં પ્રાંતિક ધારાસભાઓ, પ્રાંતિક સરકારો, વડી ધારાસભા, હિંદી સરકાર, હિંદીવજીર ને તેની સભા, હિંદ અને સામ્રાજ્ય તથા લશ્કરી ને બીજી બાબતો વિષે કેવી કેવી વ્યવસ્થા હોવી જોઇએ તે સ્પષ્ટ જણાવ્યું હતું.'

'એ મંજૂર થઇ?' ઇંદુએ પૂછ્યું.

'એમને એમ સરકાર મંજૂર કરે કે! ખૂબ મહેનતને અંતે એનો મોટે ભાગે ફેરફાર સાથે સ્વીકાર થયો.'



## નવા સુધારા

[૧૯૧૭]

દેશ આખામાં પ્રચાર કરવાની તથા તે માટે દેશના ભાષાવાર ભાગ પાડીને દરેક વિભાગમાં કામ કરવાની હોમરૂલ લીગની પદ્ધતિ ભારે સફળ થઇ. ઠેકઠેકાણે એની શાખાઓ થઇ અને તેમાં પુરુષો ઉપરાંત સ્ત્રીઓ પણ ઘણી મોટી સંખ્યામાં જોડાઇ. મદ્રાસમાં એક સરઘસમાં પુરુષોને અટકાવ્યા ત્યારે સ્ત્રીઓએ આગળ કુચ કરી. સરકારને આ રીતે લોકોમાં જાગૃતિ આવે તે ગમતું ન હતું.'

'એટલે શું કર્યું?' કમળાએ પૂછ્યું.

'એણે બિસેન્ટ તથા એમના સાથીઓને નજરકેદ કર્યાં. એમના છાપા પાસે વીસ હજારની જામીનગીરી લીધી ને તે જપ્ત કરી. આથી તો ઉલટું એમના કામને ભારે વેગ મળ્યો. મહમદઅલી ઝીણા પણ એમાં ભળ્યા. આ વખતે હિંદને કેંક

આપવાની ઇચ્છાથી વાઇસરૅાય ને હિંદી વજીર વચ્ચે વાટાઘાટ થતી હતી ને એજ અરસામાં મહાસભા તથા લીગે સ્થાનિક સ્વરાજ્યની યોજના ઘડીને જાહેર કરી હતી તથા તેને લગતા ઠરાવ કર્યા હતા. એ યોજના રજુ કરવા બેઉ પક્ષના બાર પ્રતિનિધિની એક સમિતિ ૧૯૧૭ના નવેંબરમાં એ વખતના વાઇસરૅાય લૉર્ડ ચેમ્સફર્ડ તથા હિંદી વજીર મોંટેગ્યુને મળી.'

'પછી—'

'એ બેઉ જણે પોતાની યોજના નક્કી કરતા પહેલાં હિંદના આગેવાનોની મુલાકાત લીધી. લોકમાન્ય તથા ગાંધીજીને પણ મળવા બોલાવ્યા અને છેવટે એમણે મહાસભા તથા લીગ વાળી યોજના થોડા ઘણા ફેરફાર સાથે સ્વીકારી. હિંદમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવાની ઇંગ્લેંડની નીતિ છે એવી સત્તાવાર જાહેરાત હિંદી વજીરે કરીને જણાવ્યું કે હપતે હપતે ને ધીમે ધીમે એ નીતિનો અમલ થશે.'

'આ રીતે તો મહાસભાને જોઇતું હતું તે મળ્યું.' અશોક બોલ્યો.

'પણ એ ક્યારે મળશે તે નક્કી ક્યાં હતું! એ તો ધીરે ધીરે આપવાની જાહેરાત હતી. અને તેમાં પણ જુદી જુદી પાયરીઓ ગોઠવવાની ગત હતી. એ દરેક પાયરીએ ચઢતાં કેટલો વખત જાય તે કૈં નક્કી ન હતું.'

'બિસેન્ટને છોડયાં ખરાં?'

'છોડયાં તો ખરાં પણ હિંદી વજીરે કે વાઇસરૅાયે એમને કશી દાદ ન આપી. એ સહકાર કરવા તૈયાર હતાં છતાં મુલાકાત પણ ન આપી! કલકત્તાની બેઠકમાં એ પ્રમુખ હતાં. એમના પ્રમુખપદેથી આપેલું ભાષણ હિંદ સ્વરાજ્ય ઉપરનો મોટો નિબંધ

હતો. એમાં એમણે માગણી કરી હતી કે: 'હિંદુસ્તાનમાં બીજા સંસ્થાનો જેવું સ્વરાજ્ય સ્થાપવા બાબત ૧૯૧૮માં વિલાયતની પાર્લામેંટમાં કાયદો કરવામાં આવે ને વહેલામાં વહેલું ૧૯૨૩ ને મોડામાં મોડું ૧૯૨૮ માં સંસ્થાનિક સ્વરાજ સ્થપાય. વચ્ચેના ગાળામાં પણ બધી હકૂમત ધીમે ધીમે હિંદીઓને સોંપવામાં આવે.' આ બેઠકમાં રાષ્ટ્રીય વાવટો નક્કી કરવા એક સમિતિ નીમવામાં આવી.'

'એણે કેવો વાવટો નક્કી કર્યો?' અશોકે પૂછ્યું.

'એ સમિતિ એક વાર ભેગી થઈ જ નહિ! હોમરૂલ લીગે લાલ સફેદ અને લીલા રંગના પટાવાળો ત્રિરંગી ધ્વજ નક્કી કર્યો હતો તેજ મહાસભાએ સ્વીકારી લીધો. એમાં પાછળથી રેંટિયો ઉમેરાયો ને છેક ૧૯૩૧ માં નીમાયેલી સમિતિએ લાલને બદલે કેસરી રંગ દાખલ કર્યો.'

'અને તે આજ લગી ચાલુ છે?' ઇંદુએ પૂછ્યું.

'હાસ્તો. આપણો રાષ્ટ્રીય ઝંડો કેસરી, સફેદ ને લીલા રંગનો છે અને સફેદ પટામાં ભુરા રંગની રેંટિયાની છાપ છે.'

'ઝંડા ઉંચા રહે હમારા!
વિજયી વિશ્વ તિરંગા પ્યારા!'
અશોક બોલી ઉઠયો!



## ચંપારણ અને ખેડા

[૧૯૧૭–૧૮]

'કલકત્તાની મહાસભાથી પાછા ફરતાં રાજકુમાર શુકલ નામના ચંપારણના એક ખેડૂતના આગ્રહથી ગાંધીજી પટણા અને મુઝફ્ફરપુર થઇ મોતીહારી પહોંચ્યા.'

'ચંપારણ ક્યાં આવ્યું?' ઇંદુએ પૂછ્યું.

'એ બિહાર પ્રાંતનો જીલ્લો છે અને હિમાલયની તળેટીમાં આવેલો છે. એ જનક રાજાની ભૂમિ છે. ઓગણીસમા સૈકાની શરુઆતમાં યુરોપિયન લોકોએ ગળીનો પાક ઉગાડવાની શરુઆત કરીને જમીન માલિકો સાથે કરાર કર્યા. એ કરાર મુજબ પોતાની જ જમીનના ૩/૨૦ ભાગમાં ખેડૂતો ગળીનું વાવેતર તેના મૂળ માલિકો સારૂ કરવા બંધાયા હતા. વીસ કઠાનો ત્યાંનો એકર અને તેમાંથી ત્રણ કઠાનું વાવેતર તેથી આ રિવાજ તીન કઠિયા કહેવાતો. વખત જતાં ગળીની જરૂર ન રહી પણ યુરોપિયન બગીચાવાળાઓ જેમણે આ કરાર કરાવી લીધા હતા તેમણે ગળી વાવવાના કરારમાંથી ખેડૂતોને છૂટા કરવા બદલ સાંથની રકમ વધારી. સરકારે એને મદદ આપી ને એના લાભના કાયદા કર્યા. એ લોકોએ જાત જાતના કર નાખ્યા. લગ્નનો કર, ચૂલા વેરા, ઘાણી વેરો, સાહેબને હવા ફેર જવા માટેનો કર, અને મોટર ખરીદવી હોય તેનો કર. એવા એવા તો પચાસેક કર હતા.'

'લોકો તો એનાથી કંટાળી જ જાય!' કમળાએ કહ્યું.

'એવું જ થયું. એ ત્રાસમાંથી છોડાવવાને જ કૈંક રસ્તો કાઢવા રાજકુમાર શુકલ ગાંધીજીને લઇ ગયા હતા. ગાંધીજીએ બધી સ્થિતિ નજરે જોવા ગામડાંની મુલાકાતે જવાનું ઠરાવ્યું. ત્યાં તો એમને તાકીદે જીલ્લો છોડી જવાનો સરકારી હુકમ મળ્યો. ગાંધીજીએ હુકમનો ભંગ કર્યો અને સરકારે એમને પહેલાં 'કૈસરે હિંદ' નો ઇલ્કાબ આપ્યો હતો તે છોડી દીધો. તેઓ કોર્ટમાં હાજર થયા ને ગુનો કબુલ કર્યો.'

'પછી શું થયું? એમને સજા થઇ?' અશોકે પૂછ્યું.

'સરકારે એમની સામેનો દાવો ખેંચી લીધો ને ગાંધીજીને તપાસ કરવા દીધી. બાબુ રાજેન્દ્રપ્રસાદ, બ્રિજકિશોરબાબુ

પ્રો. કૃપલાની વગેરેની મદદથી ગાંધીજીએ ૨૦,૦૦૦ માણસોની જુબાની લીધી ને તે ઉપરથી તેમની માગણી ઘડી કાઢી. બગીચાવાળાઓએ એમને હેરાન કરવામાં બાકી ન રાખી પણ ગાંધીજીએ તેથી પોતાની તપાસ છોડી નહિ કે ગભરાયા નહિ. આખરે સરકારે એ આખો સવાલ તપાસવા સમિતિ નીમી. ગાંધીજીને ખેડૂતના પ્રતિનિધિ તરીકે એ સમિતિમાં નીમ્યા. તપાસને અંતે સમિતિએ પોતાનો હેવાલ તૈયાર કર્યો અને તેમાં ખેડૂતોની માગણી વાજબી ઠરાવી. સાંથનો વધારો ઘટાડવાની ને બગીચાવાળાઓએ વધારાના પૈસા પડાવ્યા હતા તે પાછા અપાવવાની ભલામણ કરી. સરકારે એ ભલામણો મુજબ કાયદો કર્યો એટલે બગીચાવાળાઓ ધીરે ધીરે એ જીલ્લો છોડી ગયા. સો વરસથી જે ફરિયાદો દૂર થતી ન હતી તે ગાંધીજીના છ મહિનાના પ્રયત્ને દૂર થઈ. એમાંથી પરવારે ત્યાં તો ગાંધીજીને ખેડા જીલ્લામાં આમંત્રણ આવ્યું. ત્યાં ચાર આની પાક પણ થયો ન હતો છતાં મહેસૂલ માફી મળતી ન હતી.'

'મહેસૂલ માફી શું?' અશોકે પૂછ્યું.

'જે વરસે ચાર આની કરતાં ઓછો પાક થાય તે વરસ સરકાર મહેસૂલ વસુલ કરવાનું મૂલતવી રાખે ને પાક્યું ન હોય તો ખેડૂતો મહેસૂલ શી રીતે ભરે? આ રીતે ખેડામાંથી કાગળ મળવાથી ગાંધીજી ચંપારણથી અમદાવાદ આવ્યા. ખેડાનો સવાલ એ તપાસતા હતા ત્યાં અમદાવાદના મજૂરો અને મીલ માલિકો વચ્ચેના, પગાર વધારાની બાબતના ઝગડામાં ગાંધીજીને પડવું પડ્યું. મજૂરોનો દાવો સાચો ને મજબૂત હતો. ગાંધીજીએ મીલ માલિકોને સમજાવીને આખો ઝગડો પંચને સોંપવા કહ્યું પણ તેઓ માન્યા નહિ તેથી એમણે મજૂરોને હડતાળ પાડવા સલાહ આપી.'

'આ તો એક કામ કરી રહે ત્યાં તો બીજાં અનેક કામમાં

પડવું પડે એવું થયું !' ઈંદુ બોલી.

'એમજ. આ હડતાળ દરમિયાન ગાંધીજી, વલ્લભભાઈ પટેલ ને શંકરલાલ બેંકરને બરાબર ઓળખતા થયા. હડતાળના છેવટના ભાગમાં મજૂરો નરમ પડતા લાગ્યા એટલે ગાંધીજી ઉપવાસ પર ગયા. આખા કામને વેગ મળ્યો ને ત્રણ ઉપવાસ થયા ત્યાં તો એ ઝગડાનું સમાધાન થયું ને આનંદશંકર ધ્રુવને બેઉ પક્ષે પંચ તરિકે સ્વીકાર્યા. આ ઝગડામાં મજૂરો તરફથી અનસૂયાબેન અને મીલ માલિકો તરફથી અંબાલાલ સારાભાઈ લડતાં હતા. એ બેઉ સગાં ભાઈ બહેન હતાં! આ હડતાળ ૨૧ દિવસ ચાલી.'

'એ પતી ગયા પછી એમણે ખેડાનું કામ હાથ ધર્યું હશે–' કમળા બોલી.

'તરતજ ખેડા વતી સરકારને અરજીઓ થઈ, તારો કરાયા. વિઠ્ઠલભાઈ પટેલ ને ગોકળદાસ પારેખે ધારાસભામાં પણ હિલચાલ કરી છતાં સરકારે કશી દાદ આપી ન હતી. લોકોની માગણી હળવી હતી. એને સારૂ લડવાપણું હોય પણ નહિ છતાં સરકાર માને ત્યારે ને! પાક ચાર આની કરતાં ઓછો હતો પણ સરકારી અમલદારોની આંકણી ચાર આની કરતાં વધારેની હતી! આ સંજોગોમાં જ્યારે કશી દાદ ન મળી ત્યારે ગાંધીજીએ સત્યાગ્રહનો આશરો લીધો. સત્યાગ્રહ શરુ થયો. એમાં સેંકડો ખેડૂતો જોડાયા ચાર આની કરતા ઓછો પાક થવાથી મહેસૂલ ન ભરવાની એમણે પ્રતિજ્ઞા લીધી. સરકારે દમનનાં પગલાં લીધાં. લોકો જરા નબળા પડયા એટલે ગાંધીજીએ સરકારે ખોટી રીતે જપ્ત કરેલો એક ખેતરનો ડુંગળીનો પાક ઉતારી લેવાની મોહનલાલ પંડયાને સલાહ આપી. એમણે સાત જણ સાથે એ પાક ઉતાર્યો. સરકારે એમને પકડયા ને સજા કરી. લોકોએ

એમને 'ડુંગળી ચોર'નો ઇલકાબ આપ્યો ને લડતમાં જોર આવ્યું. એવામાં નડિયાદના મામલતદારે કહેવડાવ્યું કે જો સારી સ્થિતિ-વાળા પાટીદારો મહેસૂલ ભરી દે તો ગરીબનું મહેસુલ મુલતવી રહે. ગાંધીજીએ એ બાબત સુબાને પૂછ્યું. સૂબાએ એવો હુકમ કાઢયાની ખબર આપી આમ થવાથી લોકોની પ્રતિજ્ઞાનું પાલન થતું હતું. આ રીતે ખેડાનો સત્યાગ્રહ પણ સફળ થયો છતાં ગાંધીજીને સંતોષ થાય એવું એનું પરિણામ ન આવ્યું.



## સુધારાની યોજના

[૧૯૧૮]

'હિંદી વજીર મોંટેગ્યુની સુધારાની યોજના જૂન ૧૯૧૮ માં પ્રકટ થઇ. એ યોજના મોંટેગ્યુ ચેમ્સફર્ડની યોજનાને નામે જાણીતી છે. એમાં હિંદનો સ્વરાજ માટેનો દાવો સારી રીતે રજૂ કર્યો છે અને સાથે સાથે સુધારા દાખલ કરવા સામેના વાંધા પણ એટલીજ સરસ રીતે બતાવ્યા છે. એ યોજના બહાર પડી એટલે દેશ આખામાં એની ચર્ચા થવા લાગી.'

'મહાસભાએ શું કર્યું ?' અશોકે પૂછ્યું.

'એ સંબંધી વિચાર કરવા સપ્ટેંબર ૧૯૧૮ માં મુંબાઇમાં ખાસ બેઠક બોલાવી. આ પહેલાંના બે એક બનાવ નોંધવા જેવા છે. હિંદ સંરક્ષણના કાયદાનો પંજાબમાં કડક રીતે અમલ થતો હતો. લોકમાન્ય તિલક તથા બિપિનચંદ્ર પાલ સામે પંજાબ ને દિલ્હીમાંથી હદપારીના હુકમ કાઢવામાં આવ્યા હતા. મુંબઇમાં ગવર્નરે નેતાઓની યુધ્ધપરિષદ બોલાવી તેમાં તિલકે સ્વરાજનો પ્રશ્ન ઊભો કર્યો એટલે એમને બે મિનિટ કરતાં વધારે વખત બોલવા ન દીધા. દિલ્હીમાં વાઇસરૉયે પણ યુદ્ધપરિષદ બોલાવી ને વાઇસરૉયની સમજાવટથી ગાંધીજીએ

એમાં હાજરી આપી. તે પછી એમણે લશ્કરમાં રંગરૂટની ભરતી કરવામાં પણ સરકારને મદદ કરવા માંડી.'

'સુધારાની યોજનાનું શું થયું ?' ઈંદુએ પૂછ્યું.

'એને અંગે મહાસભાવાદીઓમાં પણ જૂદા જૂદા મત હતા. કોઇને એ આખી યોજના ગમતી ન હતી. કોઇ તો એ આખી યોજનાજ ફગાવી દેવા તૈયાર થઇ ગયા હતા. કોઇને થોડું ગમતું ને થોડું ન ગમતું હતું. મહાસભાએ એવું ઠરાવ્યું કે સંપૂર્ણ સ્વરાજ વગર હિંદી પ્રજાને સંતોષ નહિ થાય. સુધારા દાખલ કરવા સામે એ યોજનામાં રજુ કરેલા વાંધા પોકળ છે એમ જાહેર કર્યું અને પોતાની માગણીઓ પણ વિસ્તારથી રજુ કરી. નવેમ્બરની શરુઆતમાં યુરોપનું મહાયુદ્ધ પુરૂ થયું. મિત્રરાજ્યોનો વિજય થયો અને લોકશાશનના સિધ્ધાંતની વડા પ્રધાને જાહેરાત કરી. એ પછીથી મહાસભાની બેઠક દિલ્હી ખાતે મળી. એનાં દમનના કાયદાએ રદ કરવાની તથા સંપૂર્ણ જવાબદાર સરકાર સ્થાપવા તથા સંસ્થાનો જેટલા અધિકારો આપવાની માગણી કરી તેમજ હિંદુસ્તાનને યુદ્ધ માટે ભરવાના સાડાચાર કરોડના ફાળામાંથી તેને મુકિત આપવાની પણ માગણી કરી. અલીભાઇઓને તરત જ મુકત કરવાની સરકારને વિનંતિ કરી.'

'અલીભાઇઓ તે મહદઅલીને શૌકતઅલી. ખરૂંને ?' કમળાએ પૂછ્યું.

'એ જ. મહમદઅલી 'કોમરેડ' નામનું ઇંગ્રેજી અઠવાડિક અને શૌકતઅલી 'હમદર્દ' નામનું ઉર્દુ દૈનિક કાઢતા હતા. યુદ્ધ શરૂ થયું અને નાની પ્રજાઓના રક્ષણની સુફિયાણી વાતો થવા માંડી ત્યારે મહમદઅલીએ પોતાના છાપામાં એક લેખ લખ્યો કે 'ઇજીપ્ત ખાલી કરો.' ઇંગ્રેજ સરકારે ઇજીપ્ત પચાવી પાડ્યું

હતું તેના ઉપર એમાં ટીકા હતી એટલે સરકારે બેઉ ભાઇઓ તથા મૌલાના અબુલ કલામને કેદ કર્યા હતા.'

'પછી એમને છોડયા ક્યારે? ઇંદુએ પૂછ્યું.

'૧૯૧૯ ના ડિસેંબરમાં શાહી ઢંઢેરા વખતે.'



## જલિયાનવાલા

[૧૯૧૯]

'સુલેહ થઈ એટલે થોડા વખતમાં હિંદ સંરક્ષણના કાયદાની મુદત પુરી થતી હતી. સરકારે દમનને માટે છુટ્ટો દોર ચાલુ રાખવા રોલેટ બિલ પસાર કર્યાં. એ સામે ગાંધીજીએ સત્યાગ્રહ જાહેર કર્યો. દેશ આખામાં ઘુમીને એમણે પ્રજામત તૈયાર કર્યો હતો. આખા દેશમાંથી ગાંધીજીને સારો સહકાર મળ્યો. ૩૦ મી માર્ચ ૧૯૧૯ નો દિવસ હડતાલ ઉપવાસ ને પ્રાર્થના માટે નકકી થયો હતો. તે બદલીને ૬ ઠી એપ્રિલ રખાઇ હતી પણ એ ખબર મળે તે પહેલાં તો ૩૦ મી માર્ચે દિલ્હીમાં હડતાલ પડી ને સરઘસ નિકળ્યાં તે સામે ગોળીબાર થયો. હિંદુ મુસલમાનોએ અજબ ભાઇચારો રાખ્યો. યુધ્ધ પુરૂ થયા પછી તુર્કસ્તાનને અન્યાય થયો હતો ને ખિલાફત જે જોખમમાં મુકાઇ હતી તે તરફ હિંદુઓની દિલસોજી હતી.'

'પંજાબમાં પણ હડતાલ પડી?' કમળાએ પૂછ્યું.

'પંજાબ લડાયક જાતોનું વતન છે. એમાં જો આ બધા વિચાર ફેલાય તો બ્રિટિશ સરકારનું આવી જ બન્યું સમજવું એવું સરકારને લાગ્યું. પંજાબનો ગવર્નર સર માઇકલ ઓડવાયર પોતાના પ્રાંતની પ્રજાને મહાસભાનો ચેપ ન લાગે તે માટે ભારે તકેદારી રાખતો હતો. એણે મહાસભાના પંજાબના નેતા

ડૉ. કિચલુ ને ડૉ. સત્યપાલને પહેલેથી જ કેદ કર્યા. અમૃતસરમાં સરઘસ નીકળ્યું તેના ઉપર ગોળીબાર થયો ને ૧૦ મી એપ્રિલે લશ્કરને શહેરનો કબજો સોંપાયો. ગુજરાનવાલા ને કાસુરમાં પણ તોફાન થયાં.'

'ગાંધીજી શું કરતા હતા?' ઇંદુએ સવાલ કર્યો.

'સ્વામી શ્રદ્ધાનંદના બોલાવવાથી તેઓ તા. ૮ મી એપ્રિલે દિલ્હી જવા ઉપડયા. રસ્તામાં જ એમને પંજાબ અથવા દિલ્હીમાં દાખલ ન થવાનો મનાઇ હુકમ મળ્યો ને પલવલ સ્ટેશને એમને કેદ કરી ખાસ ગાડી મારફત મુંબાઇ મોકલવામાં આવ્યા. ગાંધીજી કેદ પકડાયા સાંભળીને અમદાવાદમાં હુલ્લડ થયું. વિરમગામ ને નડિયાદમાં પણ કમનસીબ બનાવો બન્યા. કલકત્તામાં રમખાણ થયું. મુંબાઇમાં પણ લોકો ઝનુની થયા. મુંબાઇ પહોંચીને ગાંધીજીએ લોકોને શાંતિ રાખવા સમજાવ્યા. તેઓ અમદાવાદ ગયા અને આ બધા હિંસાના બનાવોને અંગે સત્યાગ્રહ મોકુફ રાખ્યો.'

'અમૃતસરનું શું થયું?' અશોકે પૂછ્યું.

'૧૩ મી એપ્રિલથી શહેરમાં લશ્કરી કાયદો જાહેર થયો. એ દિવસે જલિયાનવાલા બાગમાં જાહેર સભા ભરવાની જાહેરાત કરવામાં આવી હતી.'

'જલિયાનવાલા બાગ કયાં આવ્યો?' ઇંદુએ પૂછ્યું.

'એ શહેરના મધ્યભાગમાં આવેલો છે. એની ચારે બાજુએ ઘરો છે. બાગમાં જવાને એક નાનો રસ્તો છે. તેમાંથી એક ગાડી પણ જઇ શકે નહિ એટલો એ સાંકડો છે. આ ચોગાનમાં બાળકો, સ્ત્રીઓ ને પુરૂષો મળીને વીસહજારની જંગી મેદની એકઠી થઇ. જનરલ ડાયર સો હિંદી ને પચાસ ગોરા સિપાઇ લઇને આ રસ્તે દાખલ થયો. એ વખતે લાલા હંસરાજનું

ભાષણ ચાલતું હતું. ડાયરે તરત જ ગોળીબાર કરવાનો હુકમ આપ્યો ને ધડાધડ ગોળીઓ છૂટી. સાંકડા રસ્તામાં થઇને વીસ હજાર માણસો નાસી છૂટે એવું હતું નહિ અને ગોળીઓનો વરસાદ તો વરસતો હતો! એકંદરે ૧૬૦૦ ગોળીઓ છોડવામાં આવી.'

'ત્યારે તો ઘણા માણસો મરી ગયા હશે!' કમળા બોલી.

'સરકારી આંકડા મુજબ ૪૦૦ માણસો મરણ પામ્યાં ને એકથી બે હજાર ઘાયલ થયાં. મરણ પામેલાં અને ઘવાયલાંઓને આખી રાત પાણી કે દવા વગર બાગમાં પડી રહેવા દેવામાં આવ્યાં! ડાયરની ઇચ્છા તો ગોળીબહાર ચાલુ રાખવાની હતી પણ દારૂગોળો ખૂટી ગયો!'

'પછી શું થયું?' અશોકે પૂછ્યું.

'જાહેર ફટકા મારવાની, પેટે ચલાવવાની, નાકલિટી ઘસવાની એવી એવી ઘાતકી સજાઓ ડાયર અને એના સાથીઓએ શરૂ કરીને ભારે ત્રાસ ફેલાવ્યો. આ બધી વાતની મહાસભાને તો છેક જુલાઇમાં ખબર પડી. પછી તો ખુબ ઉહાપોહ થયો. સરકારે હંટર કમીશન નીમ્યું. એણે તપાસ કરી જુબાનીઓ લીધી ને તેમાં આ બધા અત્યાચાર બહાર આવ્યા. મહાસભાએ પણ તપાસ માટે સમિતિ નીમી અને તેમાંયે અત્યાચરની ઘણી વાતો બહાર આવી. મહાસભાએ તે પછી જલિયાનવાલા બાગની જમીન ખરીદી લીધી.'

'સુધારાનું શું થયું?' ઇંદુએ પૂછ્યું.

'એને માટે પણ પ્રયત્નો ચાલુ હતા. મહાસભાએ વિઠ્ઠલભાઇ પટેલ અને વી. પી. માધવરાવને એ માટે વિલાયત મોકલ્યા હતા, એમણે હિંદનો દાવો સારી રીતે રજુ કર્યો ને પ્રચાર પણ ઠીક કર્યો. આ અરસામાં બિસેંટ અને મહાસભાના

બીજા નેતાઓ વચ્ચે ભારે મતભેદ ઉભો થયો. ૧૯૨૯ ની મહાસભાની બેઠક અમૃતસરમાં મળી. એમાં ૩૬૦૦૦ માણસોએ હાજરી આપી હતી.



વિઠ્ઠલભાઈ પટેલ.

'એ બેઠક પણ આ બધા અત્યાચારો વખોડી કાઢયા હશે!' કમળા બોલી.

'ઉલટો ગાંધીજીએ પંજાબ ને ગુજરાતમાં લોકોએ કરેલાં તોફાન વખોડી કાઢતો ઠરાવ પસાર કરાવ્યો ? મહાસભાની બેઠકની એક દિવસ અગાઉ શાહી ઢંઢેરો બહાર પડયો ને રાજકીય કેદીઓને છોડી મુકવામાં આવ્યા. તેને લઇને અલીભાઇઓ પણ છૂટયા અને મહાસભાની બેઠકમાં એમણે હાજરી આપી.'

'આ હિસાબે લડાઇ પુરી થઇ છતાં હિંદે કરેલી મદદના બદલામાં એને કૈં મળ્યું નહી!' કમળાએ કહ્યું.

'એને મળી પોકળ સુધારાની યોજના' બેસુમાર દમન, જલિયાનવાલાની કતલ અને ખિલાફતનો અન્યાય. આ બધી ભેટો ઓછી છે!'



## ખિલાફત અને અસહકાર

**[૧૯૨૦]**

'મહાયુદ્ધ વખતે ઇંગ્લેંડના વડા પ્રધાન લૉઇડ જ્યોર્જે હિંદના મુસલમાનોને ચોકકસ વચનો આપ્યાં હતાં અને તેના

ઉપર આધાર રાખીને હિંદી મુસલમાનો તુર્કસ્તાનના પોતાના ધર્મભાઇઓ સામે લડ્યા હતા. લડાઇ પુરી થઇ ત્યારે તેમને આપેલાં વચનોનો ખુલ્લો ભંગ કરવામાં આવ્યો. એમના ધર્મ-ગુરૂ ખલીફાની હકુમતમાંથી મુસલમાનોનાં ધાર્મિક સ્થળો છીનવી લીધાં. અને એને કેદી જેવો કરી મૂક્યો. હિંદી મુસલમાનો અંગ્રેજ વડા પ્રધાનના આ વિશ્વાસઘાતથી ઉશ્કેરાઇ ગયા અને એને પરિણામે ખિલાફતની ચળવળ શરૂ થઇ. એના આગેવાનો અલીભાઇઓ હતા. ગાંધીજીએ એમને સાથ આપ્યો. એમણે અસહકારની લડત ઉપાડવાનું ઠરાવ્યું. આ રીતે ખિલાફત અને અસહકારની લડતની શરૂઆત થઇ.'

'અને હિંદુ મુસલમાનોના સહકારથી એને સારો વેગ મળ્યો હશે.' કમલાએ કહ્યું.

'એમજ. એની શરૂઆત કરતા પહેલાં વિલાયતમાં પ્રતિનિધિ મંડળ મોકલાયેલું, વાઇસરૉયને વિનંતિ કરેલી પણ એ બધાનો જવાબ નિરાશાજનક હતો. પંજાબના અત્યાચારો બાબત મહાસભાની સમિતિએ હેવાલ બહાર પાડ્યો. તેમાં માઇકલ ઓડવાયર સામે આક્ષેપ હતા. તે પછી જલિયાનવાલાના સંભારણા તરિકે દર વર્ષે તા૦ ૬ ઠી એપ્રિલથી ૧૩ મી એપ્રિલ સુધીના અઠવાડિયાને 'રાષ્ટ્રીય સપ્તાહ' તરિકે ઉજવવામાં આવે છે.'

'સરકારી કમીશનનો હેવાલ બહાર પાડ્યો કે નહિ?' ઇંદુએ પૂછ્યું.

'હંટર કમીશનનો હેવાલ મે ૧૯૨૦ માં પ્રકટ થયો. એમાં બધા સભ્યોની એકમતી ન હતી. એણે સરકારની ભૂલ કાઢી પણ ડાયરે જે કૈં કર્યું તે સાચા દિલથી કર્યું હતું, માત્ર એનો નિર્ણય ભૂલ ભરેલો હતો એવું ઠરાવ્યું. એ હેવાલ બહાર

પડયો ત્યારે તો ઓડવાયર ને ડાયર તથા બીજા અમલદારો હિંદુસ્તાનમાંથી કે સરકારી નોકરીમાંથી છૂટા થઇ ચાલ્યા ગયા હતા એટલે આ બધા સવાલો ઉપર વિચાર કરવા તથા અસહકારની લડત ઉપાડવા બધા પક્ષોની એક બેઠક ૧૯૨૦ ના જુનની શરૂઆતમાં અલાહાબાદમાં મળી. તેમાં અસહકારની લડત ઉપાડવાનું ઠરાવવામાં આવ્યું.'

'અસહકારની લડતની યોજના શી નક્કી થઇ?' અશોકે પૂછ્યું.

'ઇલકાબો, ધારાસભાની બેઠકો, પોલિસ ને સરકારી નોકરીઓ, શાળાઓ કોલેજો વિગેરેનો બહિષ્કાર કરવાનું એમાં ઠરાવવામાં આવ્યું. ખિલાફત, પંજાબના અત્યાચારો ને અધુરા સુધારા એ ત્રણેયે અસહકાર માટે જોઇતું વાતાવરણ તૈયાર કર્યું હતું. લોકમાન્ય તિલક એમાં જોડાય તે પહેલાં જૂલાઇની ૩૧ મી તારીખે મુંબઇમાં મરણ પામ્યા.'

'અસહકારની લડત ક્યારે શરૂ થઇ?' અશોકે સવાલ કર્યો.

'પહેલી ઓગસ્ટ ૧૯૨૦ ને દિવસે. ગાંધીજીએ અને અલી-ભાઇઓએ દેશભરમાં ફરીને લોકમત જાગ્રત કર્યો. મહાસભા માટે આ નવો માર્ગ હતો તેથી એ સંબંધી સપ્ટેંબર મહિનામાં એની ખાસ બેઠક કલકત્તામાં ભરવામાં આવી. એમાં ગાંધીજીનો અસહકારનો ઠરાવ મોટી બહુમતીથી પસાર થયો.'

'હોમરૂલ લીગનું શું થયું?' કમળાએ પૂછ્યું.

'એ બંધ પડી હતી. ને બિસેન્ટ પણ એમાંથી છૂટાં થઇ ગયાં હતાં. નાગપુરમાં મહાસભાની બેઠક મળી એમાં ૧૪,૫૮૨ પ્રતિનિધિઓએ હાજરી આપી. એમાં પણ ગાંધીજીનો અસહકારનો ઠરાવ મંજુર રાખવામાં આવ્યો. મહાસભાનું સુકાન એ વખતથી અથવા કલકત્તાની ખાસ બેઠક ભરાઇ ત્યારથી જ ગાંધીજીના

હાથમાં આવ્યું. નાગપુરની બેઠકમાં મહાસભાના બંધારણમાં પણ ફેરફાર થયો. એનું ધ્યેય 'શાંતિનાં અને સચ્ચાઇનાં બધાં સાધનોથી સંપૂર્ણ સ્વરાજ મેળવવું' એવું ઠરાવાયું. વિષય વિચારિણી સમિતિ મહાસમિતિના સભાસદોની બને અને મહાસમિતિના સભાસદો ૩૫૦ હોવા જોઈએ એવું પણ નક્કી થયું; તેમજ મહાસમિતિ પોતાની પહેલી બેઠકમાં પ્રમુખ, મંત્રીઓ, ખજાનચી અને બીજા નવ સભાસદો મળી પંદર સભાસદોની કારોબારી સમિતિ નીમે એવું ઠરાવવામાં આવ્યું.'

'પેલા વિનીત અથવા ઉદાર મતવાદીઓનું શું થયું?' ઇંદુએ પૂછ્યું.

'એમણે તો પોતાનો વાડો જુદો કર્યો ને પોતાની બેઠકો પણ ૧૯૧૮ થી જુદી ભરવા માંડી હતી.'



## અસહકારનો જુવાળ

[૧૯૨૧]

અસહકારની લડતને વેગ મળતો ગયો એટલે સરકારે પંજાબના અત્યાચારો બાબત ઊંડી ખેદની લાગણી જાહેર કરી ને ગેરસમજો દાટી દઇ હાથ મિલાવીને કામ કરવાની વિનંતિ જ્યોર્જ રાજાના કાકા ડ્યુક ઓફ કોનોટ જે હિંદુસ્તાનમાં આવ્યા હતા ડ્યૂક ઓફ કોનોટ જે હિંદુસ્તાનમાં આવ્યા હતા તેમની પાસે કરાવી છતાં એનાથી કોઇને સંતોષ થયો નહિ.'

'શાથી?' ઇંદુએ પૂછ્યું.

'જનરલ ડાયરને હિંદુસ્તાનની અંગ્રેજ સ્ત્રીઓએ વીસ હજાર પાઉંડની ભેટ આપી અને વિલાયતમાં તેનું તલવારની ભેટ આપીને જાહેર સન્માન કરવામાં આવ્યું હતું!'

'અસહકારની લડત કેવી હતી?'

'સરકારી શાળા, પાઠશાળાઓનો ત્યાગ, ધારાસભાઓનો, સરકારી અદાલતનો અને પરદેશી કાપડનો બહિષ્કાર તથા દારૂની દુકાનો ઉપરનું પિકેટિંગ. હજારો માણસોએ એ લડતમાં ભારે ભોગ આપ્યા હતા.'

'વિદ્યાર્થીઓએ શાળા, પાઠશાળાઓ છોડી તેમનું શું થયું?' કમળાએ પૂછ્યું.

'એમને માટે ઠેકઠેકાણે રાષ્ટ્રીય શાળાઓ અને જુદા જુદા પ્રાન્તોમાં વિદ્યાપીઠો સ્થપાઈ. ગુજરાતમાં પણ એ રીતે ગુજરાત વિદ્યાપીઠ સ્થપાઈ. તિલકસ્વરાજ ફાળો ઉઘરાવ્યો ને એમાં એક કરોડ પંદર લાખ રૂપિયા ભરાયા. રેંટિયા ને હાથ-વણાટ તથા ખાદીના કામને ખુબ વેગ મળ્યો. પરદેશી કાપડની ઠેરઠેર હોળી કરવામાં આવી. આ બધી લડતમાં ગાંધીજીને અલીભાઈઓનો સાથ હતો. સરકારે બહાનું કાઢીને અલી-ભાઈઓની ધરપકડ કરી. શાહજાદો ૧૭ મી નવેંબર ૧૯૨૧ ને દિવસે મુંબાઈમાં ઊતર્યો. મહાસભાએ એની મુલાકાતના બધા પ્રસંગનો બહિષ્કાર જાહેર કર્યો. કમનસીબે એ ઉતર્યો તે દહાડે મુંબાઈમાં તોફાન થયું તેમાં ૫૩ માણસો મરાયાં ને ૪૦૦ ઘાયલ થયાં.'

'પછી—'

'મહામહેનતે ગાંધીજીએ લોકોને સમજાવ્યા. શાહજાદો બંગાળમાં જાય તે પહેલાં ત્યાંની સરકારે દેશબંધુ દાસ, તેમના પત્ની તથા પુત્રને પકડ્યા. અમદાવાદની બેઠક મળી ત્યાં સુધીમાં તો લાલાજી, પંડિત મોતીલાલ નહેરૂ, જવાહરલાલ વગેરેને પકડીને જેલમાં પુરવામાં આવ્યા. સરકાર ને મહાસભા વચ્ચે સંદેશા શરૂ થયા પણ તેનું કેં સારૂં પરિણામ આવ્યું નહિ. એવામાં અમદાવાદની મહાસભા ભરાઈ.'

'એના પ્રમુખ કોણ હતા ?' ઇન્દુએ પૂછ્યું.

'દેશબંધુદાસ ચુંટાયા હતા પણ એ પકડાયા ને જેલમાં હતા એટલે હકીમ અજમલખાન પ્રમુખ નીમાયા. એ વખત સુધીમાં વીસ હજારથી પણ વધારે માણસો જેલમાં બેસી ગયા હતા. અમદાવાદની મહાસભામાં અનેક પ્રકારના સુધારાઓ ને ફેરફારો થયા. મહાસભામાં લાખો માણસો પ્રેક્ષકો તરીકે ગયા. આ બેઠકમાં મહાસભાના મંડપો શુધ્ધ ખાદીના કરવામાં આવ્યા હતા ને બે લાખ રૂપિયાની ખાદી એ માટે વપરાઇ હતી. મહાસભાએ લડતનું સ્વરૂપ રજુ કરતો અસહકારનો ઠરાવ અને મહાત્મા ગાંધીને દેશના સરમુખત્યાર નીમતો ઠરાવ પસાર કર્યો. તથા તેઓ પકડાય તો એક પછી એક સરમુખત્યાર નીમવાની, ગોઠવણ પણ તેમાં કરી,' એમ પણ ઠરાવ્યું કે સરમુખત્યાર મહાસમિતિની પરવાનગી વીના સરકાર સાથે સુલેહ ન કરી શકે તથા મહાસભાનું ધ્યેય બદલી ન શકે.'

'આ હિસાબે અસહકારની લડત પુરજોસમાં હતી.' કમળા બોલી.

'એમ જ.'



## ગાંધીજી પકડાયા

**[૧૯૨૨]**

'મહાસભાની અમદાવાદની બેઠક પુરી થઇ ત્યાં તો કેટલાક શુભેચ્છકો સરકાર અને મહાસભા વચ્ચે સમજુતી કરાવવા તૈયાર થઇ ગયા ને મુંબઇમાં સર્વ પક્ષોની પરિષદ જાન્યુઆરીની અધવચમાં મળી. ગાંધીજીએ તો સાફ જણાવ્યું હતું કે જ્યાં સુધી દમનનીતિ પુરજોસમાં છે ને સરકારને પશ્ચાતાપ થયો નથી ત્યાં લગી આવી પરિષદ નકામી છે. પરિષદે સરકારી

દમનનીતિને વખોડી કાઢી ને દમનના કાયદા ખેંચી લેવા સરકારને આગ્રહ કર્યો. એ પરિષદ તરફથી મળેલી સમાધાનની શરતો વાઇસરૉય લૉર્ડ રીડિંગે ફેંકી દીધી!'

'ગાંધીજીએ શું કર્યું?' ઇંદુએ પૂછ્યું.

'એમણે તા. ૧ લી ફેબ્રુઆરીએ પોતાનો ઇરાદો બારડોલીમાં સવિનય ભંગની લડત શરૂ કરવાનો છે એવું વાઇસરૉયને લખ્યું ને એમ કરવાનાં વિગતવાર કારણો બતાવ્યાં. હિંદી સરકારે એનો જવાબ આપ્યો અને દોષનો ટોપલો લોકોને માથે નાખ્યો. સવિનય ભંગ ચાલે તે પહેલાં ચૌરીચોરામાં ગંભીર બનાવ બન્યો.'

'ચૌરીચોરા ક્યાં આવ્યું?' અશોકે પૂછ્યું.

'સંયુક્ત પ્રાંતોમાં ગોરખપુર નજીક. ત્યાં મહાસભાનું એક સરઘસ પાંચમી ફેબ્રુઆરીએ નીકળ્યું હતું. એ વખતે ૨૧ પોલિસ સિપાઇ તથા એક ફોજદાર ચોકીમાં હતા. ટોળાંએ ચોકી ઘેરી લીધી ને એને સળગાવી મુકી. પેલા બધા એમાં બળી ગયા! આ તેમજ મદ્રાસમાં પણ તોફાન થયું તેથી સવિનયભંગ મુલતવી રાખવામાં આવ્યો.

'એનું પરિણામ શું આવ્યું?' કમળાએ પૂછ્યું.

'એકાએક લડત આ રીતે રોકવા માટે ગાંધીજી સામે બુમરાણ થયું! પંડિત મોતીલાલ નહેરૂ તથા લાલાજીએ કેદખાનામાંથી લાંબા લાંબા કાગળો લખ્યા.'

'સરકારે શું કર્યું?' ઇંદુએ પૂછ્યું.

'આ તકનો લાભ લીધો અને તા. ૧૩ મી માર્ચે ગાંધીજીને પકડ્યા. એમની સામે રાજદ્રોહનો આરોપ મુકાયો. યંગ ઇન્ડિયામાં છાપેલા ત્રણ લખાણો માટે એમની સામે કામ ચલાવ્યું ને ૭ વરસની સજા કરી.'

'ત્યારે લોકો ખુબ ઉશ્કેરાયા હશે ?' અશોકે પૂછ્યું.

'ઉલટી દેશે ભારે શાંતિ જાળવી કારણ કે ગાંધીજીએ પહેલેથી એ બાબત સુચના કરી દીધી હતી. ગાંધીજી આ રીતે જેલમાં પુરાવાથી લડત ઠંડી પડી ને કેટલાક નેતાઓની ઇચ્છા ધારાસભામાં દાખલ થઈ ત્યાં લડત ચલાવવાની થઇ. પંડિત મોતીલાલ નહેરૂ, દેશબંધુ દાસ ને વિઠ્ઠલભાઇ પટેલ એમાં આગેવાન હતા. ગયાની બેઠકમાં ધારાસભા પ્રવેશ બાબત ભારે ચર્ચા થઇ છતાં એ બાબત છૂટ ન મળી એટલે એવા વિચારના નેતાઓએ પોતાનો જુદો પક્ષ સ્થાપ્યો. આ વરસમાં બોરસદ સત્યાગ્રહ સફળ થયો.'

'એ શી બાબતનો હતો ?' ઇંદુએ પૂછ્યું.

'બોરસદ ખેડા જીલ્લામાં આવ્યું છે. ત્યાં બાબર દેવા નામે બહારવટિયો ધાડો પાડતો ને ગામો લૂટતો હતો તથા લોકોને પકડી જઇ તેમને છોડવા બદલ તેમનાં સગાંવહાલાં પાસે ભારે કિંમત માગતો હતો. એને પકડવા પોલિસે બીજા બહારવટિયાને હાથ ઉપર લીધો ને તેને હથિયાર તથા દારૂગોળાની મદદ કરી. પેલા બહારવટિયાએ પોલિસને દગો દીધો. સરકારને લાગ્યું કે આ ગુન્હાઓમાં લોકો સામેલ છે એટલે સજા તરિકે વધારાની પોલિસ ગોઠવીને તેના ખર્ચ સારૂ નવો કર નાખ્યો, તથા ભારે કડકાઇથી એ ઉઘરાવવા માંડ્યો. ગુજરાતના આગેવાન વલ્લભભાઇ પટેલને આ વાતની ખબર પડી, એ બોરસદ ગયા એમણે જાહેર કર્યું કે સરકારે બીજા બહારવટિયાને મદદ કરી હતી ને એણે ધાડો પાડી તેમાં પોલિસનાં હથિયાર તથા દારૂ ગોળો વપરાયાં હતાં. એમણે ઠેર ઠેર સ્વયંસેવકો ગોઠવ્યા ને ચોકી રખાવી. વધારાની પોલિસ કેટલી નકામી હતી તે પણ એમણે સાબીત કર્યું ને લોકોને કર ન ભરવાનું જણાવ્યું.'

'સરકારે શું કર્યું ?' કમળાએ પૂછ્યું.

'એવામાં મુંબાઇનો ગવર્નર બદલાયો, નવા ગવર્નરે આ આ વાતની તપાસ કરવા ગૃહમંત્રીને ઓરસદ મોકલ્યો. વલ્લભભાઇએ એની ખાત્રી કરી આપી એટલે એણે તરતજ વધારાની પોલિસ ખેંચી લીધી ને કર કાઢી નાંખ્યો.'

'એ હિસાબે આપણી જીત થઇ.'

'જરૂર.'

'બાબર દેવાએ શું કરેલું ?' અશોકે પૂછ્યું.

'એણે પોતાની જગા બદલી નાખીને વડોદરા રાજ્યમાં ગયેલો. છેવટે દગાથી એ પકડાયેલો ને એને ફાંસીની સજા થયેલી.'



# ધારા સભાની લડત

[૧૯૨૩–૨૭]

'ખિલાફતના સવાલનો ૧૯૨૨માં અણધાર્યો અંત આવ્યો.

'શી રીતે !' કમળાએ પૂછ્યું.

'અંગોરા સરકારના પ્રતિનિધિઓએ મુલકીતંત્ર પોતાના હાથમાં લીધું એટલે તુર્કસ્તાનનો સુલતાન પોતાનો જીવ બચાવવા બ્રિટનના જહાજમાં માલ્ટા ભાગી ગયો. એ નાઠો એટલે સુલતાન તથા ખલીફા તરિકે ગાદી પરથી પદભ્રષ્ટ થયેલો જાહેર કરવામાં આવ્યો. તુર્કસ્તાનમાં પ્રજાસત્તાક રાજ સ્થપાવાથી સુલતાન પદ જેવું કૈં રહ્યું નહિ. એટલે ખિલાફતની ચળવળ ચલાવવાપણું ન રહ્યું. ૧૯૨૩ થી ધારાસભાની લડત શરૂ થઈ.'

'કેવી રીતે ?' ઇંદુએ પૂછ્યું.

'૧૯૨૩ ના સપ્ટેંબરમાં દિલ્હીમાં ખાસ બેઠક ભરાઇ તેમાં

ધારાસભામાં જવાની રજા અપાઇ ને એ વાતને કોકોનાડાની બેઠકમાં પણ સંમતિ મળી. સાથે સાથે રચનાત્મક કામને પણ વેગ મળે એવો કાર્યક્રમ રખાયો અને જેને જેમાં રસ હોય તેમાં તે ભાગ લે અને ધારાસભાની બહાર દેશની લડતને વેગ મળે ને નવા સુધારા નકામા છે એ પુરવાર થાય એવી રીતે કામ કરે એમ નક્કી થયું.'

'ગાંધીજી ક્યારે છૂટયા ?' અશોકે સવાલ કર્યો.

'૧૯૨૪ની શરૂઆતમાં ગાંધીજી જેલમાં એકાએક ગંભીર બિમાર પડી ગયા. એમની ઠીક સારવાર કરવામાં આવી અને તા. ૫ મી ફેબ્રુઆરીએ એમને જેલમાંથી છૂટા કરવામાં આવ્યા.'

'એમને ધારાસભાની લડતની વાત ગમી ?' કમળાએ પૂછ્યું.

'ન ગમી. જુહુમાં એ આરામ માટે રહ્યા ત્યારે એ સંબંધી એમને પંડિત મોતીલાલજી તથા દેશ બંધુ દાસ સાથે ઘણી વાટાઘાટ થઇ ને એમણે છેવટે રજા આપી. ધારાસભામાં ગોળમેજી પરિષદ ભરવાનો પંડિત મોતીલાલજીનો ઠરાવ પસાર થયો. દમનના કેટલાક કાયદા રદ થયા વિગેરે ઠીક કામ થયું. ૧૯૨૪ ની મહાસભાની બેઠક ગાંધીજીના પ્રમુખપણા નીચે બેલગામમાં મળી. એ વખતે મહાસભાના બેઉ પક્ષો વચ્ચે સમાધાન થયું.

'ધારાસભાવાળા ને બહાર રહીને કામ કરવા માગનારા એ પક્ષો. ખરૂં ને ?' અશોકે પૂછ્યું.

'એમજ. એ પક્ષો ફેરવાદી ને નાફેરવાદી તરિકે જાણીતા છે. બેઉને ગાંધીજીએ સંભાળી લીધા હતા. મધ્યપ્રાંત અને બંગાળામાં નવા સુધારાનો અમલ ધૂળ ભેગો કરવામાં આવ્યો હતો. બંગાળામાં ગવર્નરે દેશબંધુને પ્રધાન મંડળ રચવા કહ્યું પણ તેમણે પોતે ન રચ્યું ને બીજાને પણ રચવા ન દીધું. સુધારાનો અમલ પાંગળો કરી મુકયો ને ધારાસભામાં રહીને બંધારણ તોડવાની નીતિ જાહેર કરી. વડી ધારાસભાનો પ્રમુખ

સરકાર નીમતી તેને બદલે નવા સુધારા મુજબ એના લોકોએ ચુંટેલા પ્રમુખ તરિકે ૧૯૨૫ના ઓગસ્ટ મહિનામાં વિઠલભાઇ પટેલ ચુંટાયા. એમણે એ પદ ભારે બાહોશીથી સંભાળ્યું.

'૧૯૨૬ માં કોહાટમાં હિંદુ મુસલમાન વચ્ચે હુલ્લડ થયું. મહાસભાએ તપાસ સમિતિ બેસાડી. તે વખતે ગાંધીજી અને શૌકતઅલી વચ્ચે વિરોધ પડયો. અલીભાઇઓ મહાસભામાંથી છુટા પડયા ને એમણે મહાસભા વિરૂધ્ધ કામ કરવા માંડયું. પરિણામે અનેક ઠેકાણે બેઉ કોમો વચ્ચે લાગણીઓ ઉશ્કેરાઇ ને કોમી હુલ્લડો થયાં. એ વરસની આખરે સ્વામી શ્રધ્ધાનંદનું એક મુસલમાને ખૂન કર્યું.'

'સુભાષચંદ્ર બોઝને ૧૯૨૩ માં સરકારે નજર કેદ કર્યા હતા તે ૧૯૨૭ માં મેની આખરે છોડયા. ૧૯૨૭ ના નવેંબરમાં વાઇસરાયે ગાંધીજી અને બીજા નેતાઓને બોલાવ્યા.'

'શું કરવા?' ઇંદુએ પૂછયું.

'સાઇમન કમીશન બાબત વાત કરવા. ચાલુ રાજતંત્રના અમલ વિગેરેની તપાસ માટે એ નીમાયુ હતું ને વિલાયતથી અહીં આવવાનું હતું. એમાં એક પણ હિંદી ન હતો. મહાસભાએ એનો બહિષ્કાર જાહેર કર્યો. ૧૯૨૭ માં ગુજરાતમાં રેલસંકટ આવ્યું તેમાં મહાસભાએ ખુબ મદદ કરી. સરદાર વલ્લભભાઇની આગેવાની નીચે ૨૦૦૦ સેવકો રાહતકામ કરવા તૈયાર થયા અને ચારે તરફથી મદદ મળી. મુંબાઇ સરકારને પણ દોઢ કરોડ રૂપિયા રાહત માટે આપવાની ફરજ પડી. રાહતનું કામ સરદાર વલ્લભભાઇએ સુંદર રીતે પાર પાડયું. એ વરસની બેઠક મદ્રાસમાં મળી. મહાસભાનું ધ્યેય પણ એમાં બદલાવવામાં આવ્યું.'

'શો ફેરફાર થયો?' અશોકે પૂછયું.

'પુર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય રખાયું.'



## બારડોલી

**[ ૧૯૨૮ ]**

'ફેબ્રુઆરી ૧૯૨૮ માં સાઇમન કમીશન અહિંયાં આવ્યું. ઠેર ઠેર એનો વિરોધ થયો ને 'સાઇમન પાછો જા' ના પોકાર થયા! પોલિસે લોકો ઉપર લાઠીમાર ચલાવ્યો ને જંગલી હુમલો કર્યો. લાલા લજપતરાય ને જવાહરલાલ જેવા ઉપર પણ લાઠીઓ પડી. એ લાઠીમારને પરિણામે તો લાલાજી મરણ પામ્યા!'

'સાયમન પાછો ગયો કે?' ઇંદુએ પૂછ્યું.

'માર્ચ મહિનાની આખરે એ કમીશન પાછું ગયું. મે મહિનામાં સર્વપક્ષી પરિષદ ભરાઇ તેમાં પંડિત મોતીલાલ નહેરૂના પ્રમુખપણા નીચે એક સમિતિ નીમાઈ ને તેને રાજ-બંધારણ ઘડવાનું સોંપવામાં આવ્યું. એ સમિતિએ બંધારણનો અહેવાલ તૈયાર કર્યો ને તેને મહાસભા તથા દેશનાં અનેક નાનાં મોટાં મંડળોએ માન્ય કર્યો. આ વર્ષની બેઠક કલકત્તામાં મળી તેમાં નહેરૂ સમિતિનું બંધારણ વધાવી લેવાયું ને ઠરાવ થયો કે બ્રિટિશ પાર્લામેન્ટ આ બંધારણને ૩૧ મી ડીસેંબર ૧૯૨૯ સુધીમાં નહિં સ્વીકારશે તો મહાસભા અસહકાર જાહેર કરશે ને કર ન ભરવાને લડત ઉપાડશે.'

'આ હિસાબે મદ્રાસની બેઠકમાં પૂર્ણ સ્વાતંત્ર્યનું ધ્યેય રખાયું ને કલકત્તાની બેઠકમાં એક વરસમાં નહેરૂ સમિતિની ભલામણ મુજબ બંધારણ આપવાની માંગણી થઇ.' કમળાએ કહ્યું.

'એમજ. આ વરસનો અગત્યનો બનાવ બારડોલીની લડતનો હતો.'

'શાની લડત?' અશોકે પૂછ્યું.

'દર વીસ કે ત્રીસ વચ્ચે જમીનનું મહેસુલ નક્કી કરવા જમાબંધી થાય છે ને તે વખતે મહેસુલમાં ચાર આના જેટલો વધારો કરાય છે. બારડોલીમાં પણ એવું થયું. મહેસુલનો વધારો થવો ન જોઇએ એવું ખેડુતોનું કહેવું હતું .કારણ કે ઉત્પન વધારે થતું હતું તે તો એમની સખત મહેનતને લીધે થતું હતું. એમણે અરજીઓ કરી, વિનવણીઓ કરી પણ, સરકારે કૈં દાદ ન આપી. લોકોએ વલ્લભભાઇ પટેલને સરદારી લેવા અને લડત ઉપાડવા બોલાવ્યા. તેઓ ગયા ને લડત શરૂ થઇ. લોકોએ કર ન ભરવાની પ્રતિજ્ઞા લીધી.'



વલ્લભભાઇ પટેલ

'સરકારે શું કર્યું ?' કમળાએ પૂછ્યું.

'દમનનીતિ ચલાવી જપ્તીઓ કરવા માંડી. ઢોરોને જપ્તીમાં લેવા માંડયાં. જપ્તીઓ કરવા પઠાણો રોકયા! લોકોએ પણ ભારે ધીરજ રાખીને બધું વેઠી લીધું. વિઠ્ઠલભાઇ પટેલ એ વખતે વડી ધારાસભાના પ્રમુખ હતા એમણે વાઇસરોયને કાગળ લખ્યો કે જો સરકાર પોતાનો માર્ગ બદલશે નહિ તો તેઓ પોતે રાજીનામું આપશે ને બારડોલીની લડતમાં જોડાશે.'

'એ તો વલ્લભભાઇ પટેલના મોટાભાઇ ને ?' ઈંદુએ પૂછ્યું.

'હાસ્તો. પછી તો સરકારે પોતાનું મોં રાતુ રહે એવી યોજના કરી. તે મુજબ એક ત્રાહીત માણસ પાસે

વધારાની મહેસુલ સરકાર પાસે અનામત મૂકાવી ને સરકારે બે અમલદારોનું તપાસપંચ નીમ્યું.

'શું કરવા?' અશોકે પૂછ્યું.

'મહેસુલનો વધારો વ્યાજબી છે કે નહિ તે નક્કી કરવા. બેઉ પંચોએ તપાસ કરી. મહાસભા તરફથી ભૂલાભાઇ દેસાઇએ ખેડૂતોનો પક્ષ રજૂ કર્યો. પંચે ઠરાવ્યું કે એક આની કરતાં વધારે મહેસુલ વધારો થવો ન જોઇએ. પંચનો નિર્ણય કબુલ રાખીને ખેડૂતોએ મહેસુલ ભરી દીધું. એનો લાભ બારડોલી તથા ચોર્યાસી બેઉ તાલુકાઓને મળ્યો. ખાલસા કરેલી ને સરકારે વેચી નાખેલી જમીનો એના મૂળ ધણીઓને પાછી આપી. જે પટેલ તલાટીઓએ રાજીનામાં આપેલાં તેમને એમની અસલ જગાએ નીમવામાં આવ્યા. આ લડત બાહોશીથી ચલાવવા માટે વલ્લભભાઇ પટેલને લોકોએ 'સરદાર' બનાવ્યા ને સરદાર વલ્લભભાઇને મહાસભાએ શાબાશી આપી.'



## સત્યાગ્રહને માર્ગે

'વિલાયતમાં કામદાર પક્ષ સત્તા ઉપર આવ્યો એ અરસામાં હિંદના વાઇસરોય લોર્ડ અરવીન રજા ઉપર વિલાયતમાં હતા. એમણે ત્યાંથી પાછા ફર્યા પછી ૧૯૨૯ ના ઑકટોબર મહિનાની ૩૧ મી તારિખે નિવેદન બહાર પાડ્યું.'

'શી બાબતનું?' કમળાએ પૂછ્યું.

'ગોળમેજી પરિષદ વિલાયતમાં ભરવા વિષેનું ને સંસ્થાનિક સ્વરાજ્ય હિંદને ધીરે ધીરે આપવાનું.'

'નહેરૂ સમિતિની ભલામણ મુજબનું સ્વરાજ્ય નહિ!' ઇંદુએ સવાલ કર્યો.

'ઉલટું એ ઠરાવ પછી તો દમન વધારે ચાલ્યું હતું.

ધારાસભાઓમાં ભારે બાહોંશીથી કામ લેવા છતાં તેનાથી ધારી અસર થતી ન હતી ને સૌ એનાથી કંટાળ્યા હતા. વળી ધારાસભાના પ્રમુખે પોતાની સત્તાની રૂએ જે ખરડા સરકારને લાવવાની રજા ન આપી તે વાઇસરૉયે પોતાની સત્તાથી કાયદા તરિકે પસાર કર્યા. આમ થતું હતું એટલે એ રસ્તે તો શકિત એળે જતી લાગી.'

'રચનાત્મક કામ થયું કે નહિ?' અશોકે પૂછ્યું.

'એ માટે નિમાયેલી જુદી જુદી સમિતિઓએ સુંદર પ્રગતિ કરી. સ્વયંસેવકો માટે હિંદુસ્તાની સેવાદળને મજબુત કરવાની ને તેમને તાલિમ આપવાની ગોઠવણ થઇ. પરદેશી કાપડનો સારી રીતે બહિષ્કાર થયો. દારૂનિષેધનો પણ સુંદર પ્રચાર થયો. અસ્પૃશ્યતા નિવારણનું કામ પણ સારૂં થયું ને કેટલાંયે મંદિરો, કૂવાઓ તથા નિશાળો એમને માટે ખુલ્લાં મુકાયાં. વિદેશી કાપડની હોળીઓ થઇ અને ખાદીના કામને સારો વેગ મળ્યો. આ વરસની મહાસભાની બેઠક લાહોરમાં ભરાઇ હતી. ત્યાં તો સરકારે સખત દમન ચલાવ્યું હતું. મહાસભા માટે ચાલતી તૈયારીમાં હેરાનગતિ ઉભી કરવાની પણ સરકારની ઇચ્છા હતી. સંખ્યાબંધ ધરપકડો અને મુકદમાઓ મંડાયા. મિરતનો સામ્યવાદીઓ સામેનો કેસ તો ઘણો જાણીતો છે. એ ઘણા લાંબા વખત સુધી ચાલ્યો. મહાસમિતિના આઠ સભ્યોને પણ એમાં સંડોવ્યા હતા. દમનનીતિ બેસુમાર ચલાવવામાં આવતી હતી અને અનેક જંગલી રીતો ગ્રહણ કરાઇ હતી. ન્યાયાધીશની રૂબરૂમાં ઉઘાડી કોર્ટમાં પણ માર મરાયો હતો! કોર્ટ બહારની મારફાડનું પૂછવુંજ શું?

'વાઇસરોયની જાહેરાત પછી શું થયું?' કમળાએ પૂછ્યું.

'ચોવીસ કલાકમાંજ દિલ્હી ખાતે દેશના આગેવાનો મળ્યા

ને સહકાર આપવાનો ઠરાવ કર્યો. તેમજ સરકારને રાજકીય કેદીઓને છોડી મૂકવા ને શાંતિનું વાતાવરણ ઉભું કરવા, જણાવ્યું. મહાસભાની બેઠક ભરાય તે પહેલાં વાઇસરોયે ગાંધીજીને બોલાવ્યા. ૨૩ મી ડીસેંબરે બેઉ વચ્ચે ઠીક ઠીક વાત થઇ, વાઇસરોયે છેવટે કહી દીધું કે સંસ્થાનિક સ્વરાજ્યનાં ચોકકસ વચન સાથે તેઓ ગોળમેજી પરિષદ બોલાવી શકે એમ ન હતું !'

'ત્યારે નિવેદનનો અર્થ શો !' ઇંદુ બોલી.

'તે તો એજ જાણે ! મહાસભા તેનાથી ઓછી ભોળવાય એવી હતી ! જવાહરલાલે પોતાનાં ભાષણમાં કહ્યું કે સંસ્થાનિક સ્વરાજ્યનો જે અમલ એમણે વર્ણવ્યો છે તે આપણને ભોળવી શકે એમ નથી. સ્વાતંત્ર્ય એજ આપણું ધ્યેય છે. સત્તા પ્રાપ્ત કરવી એ મુખ્ય વસ્તુ છે. હિંદમાંથી બ્રિટિશ લશ્કર સમૂળગું ખસેડી લેવામાં આવે ને નાણાંનો અંકુશ દેશના હાથમાં રહે. આટલું મળે તો બીજું તો સહેજે આવી મળશે. મહાસભાએ ગોળમેજીનો બહિષ્કાર જાહેર કર્યો ને નહેરૂ બંધારણ આખું રદ કર્યું તેમજ મહાસભાવાદીઓ હિંદુસ્તાનને માટે સંપુર્ણ સ્વાતંત્ર્ય મેળવવામાંજ પોતાની બધી શકિત અને સમય અર્પણ કરશે એમ જાહેર કર્યું. હિંદુસ્તાન ઉપર લાદેલાં ગેરવ્યાજબી દેવાં સ્વતંત્ર હિંદ ના કબૂલ કરશે એવું પણ જાહેર કર્યું.'

'લાહોરની બેઠક સુખરૂપ પુરી થઇ !' કમળા બોલી.

તે પછી તરતજ ધારાસભાઓનો બહિષ્કાર કરવાનું કાર્યવાહક સમિતિએ ઠરાવ્યું. વડી ધારાસભાના ૨૭ સભ્યોએ અને એકંદર ૧૭૨ સભ્યોએ ધારાસભામાંથી રાજીનામાં આપ્યાં.

'પછી—'

'તા. ૨૬ મી જાન્યુઆરી પૂર્ણ સ્વરાજ દિન તરિકે જાહેર થઇ અને ઠેર ઠેર એને લગતી જાહેરાત વંચાઇ.'

*

'કઇ રીતની ?' કમળાએ પૂછ્યું.

'પોતાનું તંત્ર ચલાવવાનો હિંદુસ્તાનનો જન્મસિધ્ધ હક્ક છે. બ્રિટિશ સરકારે હિંદી પ્રજાની સ્વતંત્રતા લઇ લીધી છે ને કરોડો ગરીબોને ચુસીને પોતાનું રાજ્ય ચલાવ્યું છે તેમજ દેશનું અનેક રીતે સત્યાનાશ વાળ્યું છે, એટલે એની સાથેનો સંબંધ તોડી પૂર્ણ સ્વરાજ અથવા સંપૂર્ણ સ્વાતંત્ર્ય લીધે જ છૂટકો છે. મહેસૂલ હદ ઉપરાંતનું છે, મીઠા વેરો ભારે છે, ગૃહ ઉદ્યોગોનો નાશ થયો છે. બેકારી વધી છે, જકાત તથા હુંડિયામણની યુકિતથી કરોડો રૂપિયા દેશમાંથી તણાઇ ગયા છે, હિંદી સંસ્કૃતિનો નાશ થયો છે એટલે અમે બને તેટલી હદ સુધી બ્રિટિશ સરકારનો અમારી ઇચ્છાએ ચાલતો સહકાર છોડીને એ રાજ્યમાંથી છૂટવાની તૈયારી કરીશું અને સવિનય કાયદાભંગ માટે તૈયારી કરીશું: એવી એ જાહેરાત હતી ને તે પછી પૂર્ણ સ્વરાજ સ્થાપવા માટે મહાસભાની સૂચનાઓનો અમલ કરવાની પ્રતિજ્ઞા હતી'

'વાઇસરોયે શું કર્યું ?' ઇંદુએ પૂછ્યું.

'પૂર્ણ સ્વરાજ દિનને આગલે દિવસે ધારા સભામાં ભાષણ કરીને જાહેર કર્યું કે ગોળમેજી પરિષદ ભરવાનો હેતુ લોકોનો અભિપ્રાય જાણવા પુરતો છે. હિંદનું બંધારણ ઘડવાની છેવટની જવાબદારી તો શહેનશાહની સરકારની છે. ગોળમેજી પરિષદમાં બહુમતીથી જે બંધારણ નક્કી થાય તે કોઇ પણ જાતના સુધારા વિના પાર્લામેન્ટે પસાર કરવું જોઇએ, એવું નથી.'

'ત્યારે તો એના ઉપર મોટી આશા રાખવા જેવું રહ્યું નહિ !' કમળાએ જણાવ્યું.

'હાસ્તો. એ નિવેદને ઠીક ચોખવટ કરી. એને જવાબ આપતાં ગાંધીજીએ પોતાના અગિયાર મુદ્દા વાઇસરોય પાસે રજુ કર્યા.'

'કયા કયા?' અશોકે પૂછ્યું.

'સંપૂર્ણ દારૂનિષેધ, હુંડિયામણનો ભાવ સોળ પેનીનો કરવો—'

'એટલે?' અશોકે પૂછ્યું.

'એક રૂપિયાની સોળપેનીનો ભાવ. એ અઢાર પેનીનો છે તેથી આપણા દેશને કરોડો રૂપિયાની ખોટ ગઇ છે ને ખેડૂત પાયમાલ થયો છે.'

'પછી—'

'જમીન મહેસૂલમાં પચાસ ટકાનો ઘટાડો' મીઠાવેરો કાઢી નાખવો, લશ્કરી ખર્ચ અરધો કરવો મોટા અમલદારોના પગારોમાં પચાસ ટકાનો ઘટાડો, પરદેશી કાપડ ઉપર રક્ષણની જકાત, દેશી વહાણવટા માટે હિંદના કિનારાનો વેપાર રાખવો, રાજદ્વારી કેદીઓની મુક્તિ, છૂપી પોલિસ પ્રજાકિય કાબુ નીચે મૂકવી અને બંદુક વગેરે હથીઆરોના પ્રજાકીય અંકુશ હેઠળ છૂટથી પરવાના આપવા. આટલી બાબતો તત્કાળિક થાય તો સવિનય કાયદાભંગ શરૂ નહિ થાય.'

'એનું શું થયું? અશોકે પૂછ્યું.

'એ માગણી ઉપર વાઇસરાયે ધ્યાનજ ન આપ્યું. એટલે કાર્યવાહક સમિતિ અમદાવાદમાં ફેબ્રુઆરી મહીનામાં મળી અને સત્યાગ્રહ શરૂ કરવાનો ઠરાવ કર્યો.'



## દાંડીકૂચ

**[૧૯૩૦]**

'શરૂઆતમાં મીઠાના કાયદાનો ભંગ કરીને તેમજ તે પછી ઠરાવવામાં આવે તે તે કાયદાઓ તોડીને સત્યાગ્રહ કરવાનો

હતો અને સૌથી પહેલાં ગાંધીજી મીઠાના કાયદાનો ભંગ કરવાના હતા. એને માટે કંઈ પણ પગલું ભરતા પહેલાં ગાંધીજીએ વૉઇસરોયને કાગળ લખ્યો.'

'શું લખ્યું ?' ઇંદુએ પૂછ્યું.

'એમણે ઘણી બાબતોની ચોખવટ કરી. હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો અમલ એક બલા છે એમ પણ લખ્યું અને તેનાં કારણો યે આપ્યાં. એનો લશ્કરી અને દિવાની ખર્ચ એટલો સત્યાનાશ વાળનારો છે કે દેશને એ પોષાઇ શકે તેમ નથી અને એને પરિણામે હિંદની રાંકડી પ્રજા ભિખારી થઇ છે. હુંડિયામણનો અનર્થ, જમીન મહેસૂલનો ભારે બોજો, દારૂ અને કેફી ચીજોની આવક, મીઠાવેરો, હિંદને માથે ઉભુ કરેલુ દેવુ, વિગેરે બાબત પણ લખ્યું. આ બધાં પાપ ખર્ચાળ રાજતંત્ર માટે થાય છે એમ જણાવીને વાઇસરોયના પગારનો દાખલો આપ્યો.'

'વાઇસરોયને કેટલો પગાર મળે છે ?' અશોકે પૂછ્યું.

'માસિક ૨૧૦૦૦ રૂપિયા પગાર તે ઉપરાંત ભથ્થાં ભાડાં જુદાં. ઇંગ્લેંડના વડા પ્રધાનને મહિને દહાડે રૂ. ૫૪૦૦ થી કાંઇક વધારે મળે છે. માણસની સરેરાશ રોજની આવક હિંદમાં બે આનાથી ઓછી છે, ત્યાં વાઇસરોયનો રોજના રૂ. ૭૦૦ નો પગાર ને ઇંગ્લેંડમાં માણસની રોજની આવક બે રૂપિયાની ગણાય, ત્યાંના વડા પ્રધાનને ફકત રૂ. ૧૮૦ અપાય ! આ રીતે વાઇસરોય ૫૦૦૦ હિંદીઓની સરેરાશ કમાણી ઉપાડે છે જ્યારે ઇંગ્લેંડનો વડો પ્રધાન ૯૦ અંગ્રેજોની કમાણી ઉપાડે છે. ક્યાં ૯૦ ને ક્યાં ૫૦૦૦ !

'તે પછી જે સંજોગોમાં સત્યાગ્રહ કરવાનો નિર્ણય કરવો પડયો તે જણાવીને લખ્યું કે ૧૧ મી માર્ચે મારા સાથીઓ સાથે હું મીઠાના કાયદાનો ભંગ કરવાનું પગલું ભરીશ.'

'એનો વાઇસરોયે શો જવાબ આપ્યો?' કમળાએ પૂછ્યું.

'એટલો જ કે ગાંધીજીએ લેવા ધારેલું પગલુ શાંતિનો ભંગ કરનારૂં હતું ને તેનાથી કાયદાનો અનાદર થવાનો ચોકખો ભય રહેલો હતો.'

'એ પણ ઠીક!' કમળા બોલી.' 'ગાંધીજીએ શું કર્યું?'

'એમણે જવાબ વાળ્યો કે પગેપડીને ખાવાનું માગ્યું ત્યારે ભાણામાં પથરા મળ્યા! ગાંધીજીએ દાંડીકૂચની તૈયારી કરી.'

'દાંડીકૂચ એટલે શું?' ઇંદુએ પૂછ્યું.

'સુરત જીલ્લામાં દરિયા કિનારે દાંડી નામનું ગામડુ આવેલું છે. ગાંધીજીનો ઇરાદો અમદાવાદથી પોતાના સાથીઓ સાથે પગપાળા મુસાફરી કરીને દાંડી જવાનો અને ત્યાં પહોંચી મીઠાના કાયદાનો ભંગ કરવાનો હતો. એમની દાંડીની મુસાફરી દાંડી કૂચને નામે જાણીતી છે.'

'એ કયારે શરૂ કરી?' ઇંદુએ પૂછ્યું.

'માર્ચ મહિનાની બારમી તારિખે પોતાના ૭૧ સાથીઓને લઇને ગાંધીજીએ દાંડીકૂચની શરૂઆત કરી. રસ્તામાં ચાલતાં ઠેક ઠેકાણે મુકામ થતાં લોકોની મેદની એકઠી થતી અને ભાષણો થતાં આથી સારા યે હિંદમાં અજબ જાગૃતિ આવી.'

'સરકારે શું કર્યું?' ઇંદુએ પૂછ્યું.

'સરદાર વલ્લભભાઇ પટેલ અને સેન ગુપ્તાની ધરપકડ કરી. ગાંધીજી અને એમના સાથીઓ ૨૪ દિવસની મુસાફરી કરી દાંડી પહોંચ્યા અને ૬ ઠી એપ્રિલે ગાંધીજીએ વિધિપુર્વક મીઠાના કાયદાનો ભંગ કર્યો. તે પછી દેશ આખામાં મીઠાના કાયદાનો છડેચોક હજારો માણસોએ ભંગ કર્યો.

એ હિસાબે તો દેશ આખામાં ભારે ચેતન આવ્યું કહેવાય!' કમળાએ કહ્યું.

'જરૂર, અને તેથી તો સરકારે પોતાનું સ્વરૂપ જણાવ્યું મદ્રાસ અને પેશાવરમાં ગોળીબાર થયા. છાપાના કાયદામાં ફેરફારો થયા ને મોટી રકમની જામીનગીરીઓ માગવામાં આવી. સરકારે નવજીવન છાપખાનું જપ્ત કર્યું. ગાંધીજીનાં બેઉ છાપાં નવજીવન અને યંગ ઇંડિયા છપાતાં બંધ થયાં. જો કે એ હાથે લખાઇને બહાર પડતાં રહ્યાં. પછી ગાંધીજીએ વાઇસરોયને ફરીથી કાગળ લખ્યો.'

'શી બાબતનો ?' અશોકે પૂછ્યું.

'ધરાસણામાં મીઠાના સરકારી અગર છે તેના ઉપર હલ્લો લઇ જવાનો પોતાનો ઇરાદો છે તેમજ ઠેર ઠેર મીઠાના કાયદા ભંગને માટે ગુજરેલા અત્યાચારો તથા જુલમો વિષે.'

'કેવા જુલમ થયેલા ?' ઇંદુએ પૂછ્યું.

'કરાચી, પેશાવર ને મદ્રાસમાં વિના કારણે ગોળીબાર થયા ને લોકોને માર મારવામાં આવ્યો. એ કાગળમાં ગાંધીજીએ છેવટે લખ્યું કે જો તમે મીઠાનો કાયદો રદ કરી ન શકો તથા ખાનગી રીતે મીઠું પકવવાની બંધી કાઢી ન શકો તો મારે ધરાસણાના અગર ઉપર હલ્લો લઇ જવો પડશે.'

'વાઇસરોયે શું કર્યું.' અશોકે પૂછ્યું.

'ગાંધીજીની ધરપકડ કરી. એને લીધે ઠેર ઠેર હડતાળો પડી. લાખો માણસોએ કામ છોડ્યું. મોટાં મોટાં સરઘસો નીકળ્યાં ને સભાઓ ભરાઇ. સોલાપુરમાં છમકલું થયું. પોલિસે ગોળીબાર કર્યો તેમાં ૨૫ માણસો મરાયાં ને ૧૦૦ માણસો ઘાયલ થયાં. હાવરામાં પણ ગોળીબાર થયો. એ સિવાય દેશ આખાએ અજબ શાંતિ જાળવી.'



# લાઠી ચાલી

(૧૯૩૦)

'ગાંધીજી પકડાયા પછી એમણે કરેલી ગોઠવણ મુજબ ધરાસણાના અગર ઉપર હલ્લો થશે કે નહિ?' ઇંદુએ પુછ્યું.

'થયા વિના રહે ખરો! ગાંધીજી પકડાયા એટલે એની આગેવાની વડોદરા રાજ્યના એક વખતના ન્યાયમૂર્તિ અબ્બાસ તૈયબજીએ લીધી. થોડા દિવસોમાં એ પણ પકડાઇ ગયા. જ્યાં ત્યાં લાઠીમાર અને દમનનો દોર ચાલુ થયો. હજારો માણસો સત્યાગ્રહમાં જોડાયાં. બ્રિટીશ પેઢીઓ, બેંકો ને કંપનીઓનો બહિષ્કાર શરૂ થયો. દારૂ ને તાડીની દુકાનો ઉપર બહેનોની ચોકી ગોઠવાઇ. પરદેશી કાપડ ઉપર પણ એજ રીતે પહેરો મૂકાયો. સેંકડો દેશસેવિકાઓ એમાં જોડાઇ. સ્વયંસેવકો પણ તનતોડ કામ કરવા લાગ્યા. ચારે તરફથી લડતને વેગ મળ્યો. તા. ૨૧ મી મે ૧૯૩૦ ના દિવસે ધારાસણાના અગર ઉપર હલ્લો કરવામાં આવ્યો.'

'કોણે કર્યો?' અશોકે સવાલ કર્યો.

'ગાંધીજીના આફ્રિકાના સાથી ઇમામ સાહેબે અઢી હજાર સ્વયંસેવકો સાથે હલ્લો કર્યો. સરકારે ખૂબ તકેદારી રાખી. કાંટાવાળા તારની વાડો કરી અને ભયંકર લાઠીમાર ચલાવ્યો છતાં હલ્લો તો થયો જ. ૨૭૦ સ્વયંસેવકો ઘાયલ થયા. એક તો પછીથી મરણ પામ્યો છતાં તેઓ અહિંસક રહ્યા, સરકારે ઇમામ સાહેબ, સરોજીની નાયડુ, પ્યારેલાલ વગેરેની ધરપકડ કરી. અત્યાર સુધીમાં તો દેશ આખામાં લડતને ભારે વેગ મળ્યો હતો. લાઠીમાર રોજનો હતો.'

'મીઠાના અગર ઉપર એવો બીજો હલ્લો થયો ખરો?' અશોકે પૂછ્યું.

'મુંબઇ નજીક વડાલાના અગરો ઉપર એથી પણ મોટા પ્રમાણમાં થયો હતો. પહેલી જૂને મુંબાઇમાં આશરે પંદર હજાર માણસો, સ્ત્રીઓ અને બાળકો સુધ્ધાંએ એ હલ્લામાં ભાગ લીધો હતો. પોલીસોએ એમને અટકાવવા ખૂબ મહેનત કરી, લાઠીમાર ચલાવ્યો, ઘોડા દોડાવ્યા, દોઢસો જેટલાં માણસોને ઇજા થઇ, છતાં હલ્લો તો સફળ થયો !

'ત્યારે તો સરકાર ચીઢાઇ હશે !' ઇંદુ બોલી.

'જરૂર. અને એણે એક પછી એક નેતાઓને પકડવા માંડયા. પંડિત જવાહરલાલ અને મોતીલાલ નેહરૂ પકડાયા. ઠેક ઠેકાણે મહાસભાની કચેરીઓને બારણે સરકારી તાળાં મરાયાં ને કેંક સંસ્થાઓ જપ્ત થઇ છતાં લડત અટકી નહિ.'

'જેલમાં શું કરાવતા ?' અશોકે પૂછ્યું.

'એ અરસામાં કેદીઓના વિભાગ પઢાયા. થોડાક નેતાઓને ઉપલો વર્ગ 'અ' કે 'બ' આપ્યો. બાકીનાઓને 'ક' વર્ગ આપ્યો, ને એમને પત્થર ફોડવાનું, તેલની ઘાણી ફેરવવાનું, પંપ ચલાવવાનું અને ચકકી પીસવાનું કે પાટી વણવાનું કામ આપવામાં આવતું.'

'એનાથી લોકો ડરી ન ગયા ?' ઇંદુએ પૂછ્યું.

'ઉલટી એનાથી લોકોની બીક જતી રહી. હજારો માણસો પુરુષો, સ્ત્રીઓ અને બાળકોએ જેલ વધાવી લીધી. જેલમાં એમની સાથે ખરાબ વર્તન ચલાવવામાં આવતુ તેનાથી કોઇ ગભરાયુ નહિ.'

'સ્ત્રીઓ અને બાળકો પણ ?' અશોકે પૂછ્યું.

'હાસ્તો. વાનરસેના, માંજરસેના, સ્વયંસેવિકાઓ એ બધાંએ આ લડતમાં સુંદર ભાગ લીધો હતો. રાજકારણમાં આ વખતથી સ્ત્રીઓએ ઘણા મોટા પ્રમાણમાં રસ લેવા માંડયો.

એમણે મહાસભાનાં નાનાં મોટાં કામો ઉપરાંત ચોકીનું કામ ભારે સફળતાથી કર્યું. નાનામોટા કાર્યક્રમોમાં વાનરસેનાઓ ને માંજરસેનાઓએ સાથ આપ્યો.'

'નવજીવન બંધ થયા પછી શું થયું ?' કમળાએ પૂછ્યું.

'એનું સ્થાન પત્રિકાઓએ લીધું. સરકારે છાપખાનાં જપ્ત કર્યાં. છાપાંઓ પાસે જામીનગીરીઓ માગી. કેટલાકની જપ્ત પણ કરી, એટલે મહાસભાના સમાચાર કે સુચનાઓ માટે ઠેકઠેકાણેથી પત્રિકાઓ નીકળવા લાગી. એ ક્યાંથી નીકળે છે તે શોધી કાઢવા સરકારે ખુબ મહેનત કરી પણ તેમાં સફળતા ન મળી. રોજ રોજ પત્રિકાઓ નીકળતી રહી. હજારોની સંખ્યામાં એ વહેંચાતી ને વેચાતી રહી. છાપાના કાયદાનો પણ એ રીતે ભંગ થયો !'

'બહિષ્કારનું શું થયું ?' ઇંદુએ પૂછ્યું.

'એ વધારે મજબૂત થયો. પરદેશી કાપડ ઉપર ચોકી મૂકાઇ. દેશી મીલોનું કાપડ ખુબ ખપવા લાગ્યું. મહાસભાએ એની પાસે કેટલીક શરતો કબૂલ કરાવીને સ્વદેશીનું પ્રમાણપત્ર લેવાની ફરજ પાડી. કેટલીક મીલોએ પહેલાં તો આનાકાની કરી પણ બહિષ્કારને અંગે એમનો પ્રમાણપત્ર લીધા વિના છૂટકો ન થયો. આ રીતે ચારે તરફ લડતને વેગ મળતો ગયો ને સરકારની મુંઝવણ વધતી ચાલી.'



## ગોળીબાર અને લશ્કરી કાયદો

[૧૯૩૦]

'ગોળીબાર તથા લશ્કરી કાયદાના અમલનો આશરો પણ સરકારને લેવો પડયો—'

'ગોળીબાર કર્યો ?' અશોકે પૂછ્યું.

'અને તે પણ નજીવા કારણસર. બંગાળામાં એવા ત્રણેક બનાવ બન્યા. કોન્ટાઇમાં મીઠું પકાવાનું હતું તે જોવા ટોળું એકઠું થયેલું એના ઉપર ગોળી ચલાવાઇ ને અગિયાર માણસો મરણ પામ્યાં.'

'એ બધું ધાક બેસાડવા કર્યું હશે.' કમળા બોલી. 'લશ્કરી કાયદાનો અમલ ક્યાં થયો?'

'સોલાપુર અને પેશાવરમાં. સોલાપુરમાં સ્વયંસેવકો વ્યવસ્થા જાળવતા હતા તે પોલીસને ન ગમ્યું. બેઉ વચ્ચે અથડામણ થઇ અને ત્યાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો. કેટલાયને પકડ્યા. પાંચ જણને ફાંસીએ લટકાવ્યા ને ઘણાને લાંબી મુદતની સજા કરી.'

'પેશાવરમાં શું થયું?' ઇંદુએ પુછ્યું.

'એપ્રિલની ૨૨ મીએ એક સરઘસ કાઢવામાં આવ્યું ને સભા ભરાઇ. બીજા દિવસે નવ આગેવાનોને સવારમાં વહેલા પકડવામાં આવ્યા. બીજા બેને પછી પકડ્યા. એમને લઇ જતા હતા તે ગાડી અટકી પડી એટલે એ બંનેએ વચન આપ્યું કે અમે થાણામાં હાજર થઇશું.'

'એ ક્યાં ગુન્હેગાર હતા કે નાસી જાય!' અશોક બોલ્યો.

'હાસ્તો. એ ચાલ્યા. લોકો એકઠા થયા હતા એટલે સરઘસ ગોઠવ્યું. કાબુલી દરવાજાને થાણે સરઘસ પહોંચ્યું. થાણું બંધ હતું. એવામાં કોઇ પોલીસ ઘોડેસ્વાર આવ્યો. લોકોએ રાષ્ટ્રીય ગીતો ગાયાં ને બૂમો પાડી, સવાર પાછો ફર્યો. તરત જ બે ત્રણ લશ્કરી મોટરો આવી ને ટોળામાં દાખલ થઇ. એવામાં એક અંગ્રેજ મોટર સાઇકલ ઉપર આવતો હતો તે મોટર સાથે અથડાયો ને કચરાઇ ગયો. મોટર ગાડીમાંથી કોઇએ ગોળીબાર કર્યો. એક મોટરને અચાનક આગ લાગી. પોલીસ કમિશ્નર મોટરમાંથી થાણામાં જતા હતા તે રસ્તામાં બેભાન થયા.

એમને ચેતન આવ્યું ને ગોળીબાર શરૂ થયો. ૩૦ જણ મરાયા ને ૩૩ ઘાયલ થયા એવું સરકારે જાહેર કર્યું; પણ લોકોનું માનવું હતું કે ખરી સંખ્યા તેથી આઠ દસ ગણી હતી!'

'એટલે ૨૫૦–૩૦૦ મરાયા ને તેથી વધારે ઘાયલ થયા એવો અંદાજ છે!' ઈંદુ બોલી.

'એમ જ, અને તે પછી થોડા વખતમાં લશ્કરી કાયદો જાહેર થયો. સરઘસો પર લાઠીમારના બનાવ તો સાધારણ હતા.'

'મુંબઈમાં પણ સરઘસો નીકળ્યાં હશે!' અશોક બોલ્યો.

'હાસ્તો, લડતમાં એનો ફાળો પણ ઓછો નથી. જુલાઈની ૩૧ મીએ લોકમાન્યની સંવત્સરી હતી. તેને અંગે સરઘસ કાઢવામાં આવ્યું હતું. શ્રીમતી હંસા મહેતા એનાં આગેવાન હતાં. પંડિત માલવિયા, સરદાર વલ્લભભાઈ પટેલ, શ્રીમતી કમલા નહેરૂ, જયરામદાસ દોલતરામ વગેરે મહાસભાની કારોબારીના સભ્યો પણ એમાં જોડાયા હતા. સરઘસ ચાલતું હતું ત્યાં રસ્તામાં જ એને મનાઈ હુકમ આપવામાં આવ્યો. એ હુકમ મળતાં જ હજારો માણસો, સ્ત્રીઓ અને બાળકો રસ્તામાં બેસી ગયાં. વરસાદ પડતો હતો પણ કોઈ ખસ્યું નહિ. ધોધમાર વરસાદમાં પણ બધાં બેસી રહ્યાં. પોલીસ ગભરાઈ. મુંબાઈ સરકારના ગૃહમંત્રી મી. હોટસન પૂના હતા તેમને તાર કર્યો. સવાર થતાં તેઓ મુંબાઈ આવ્યા. બોરીબંદરના ઝરૂખામાંથી એમણે રસ્તા પર બેસી ગયેલું એ સરઘસ જોયું.'

'પછી એમણે શું કર્યું?' ઈંદુએ પૂછ્યું.

'સરઘસમાંથી આગેવાનોને જુદા કાઢી એમની તથા સ્ત્રીઓની ધરપકડ કરવામાં આવી, અને બાકીનાઓ ઉપર લાઠીમાર ચલાવી સરઘસ વીખેરવામાં આવ્યું!'

'ત્યારે સરદાર વલ્લભભાઇ, પંડિત માલવિયા વગેરે પકડાયા હશે ?' અશોકે પૂછ્યું.

'હાસ્તો. પરદેશી કાપડની ચોકીને અંગે પોતાના શરીરનું બલિદાન આપવાનો બનાવ પણ બની ગયો.'

'ક્યાં ? મુંબાઇમાં ને ?' કમળાએ પૂછ્યું.

'ત્યાં જ. બાબુ ગેનુ નામનો એક સ્વયંસેવક પરદેશી કાપડ ભરેલી મોટર લોરી ચલાવાતી અટકાવવા માટે પોતે એની આડે સૂઇ ગયો. લૉરી એના ઉપરથી ચાલી ગઇ ! એ મરણ પામ્યો. લોકોએ એને ફુલે વધાવ્યો. સરઘસ કાઢ્યું ને જે રસ્તા ઉપર એ મરણ પામ્યો હતો તેને એનું નામ આપ્યું. વિઠ્ઠલભાઇ પટેલે પંજાબના અત્યાચારો વિષેની તપાસ કરીને હેવાલ પ્રકટ કર્યો પણ સરકારે તે જપ્ત કર્યો.'

'બારડોલીના ખેડૂતોએ શું કર્યું હતું ?' ઇંદુએ સવાલ કર્યો.

'બારડોલી અને બોરસદ તાલુકાના ખેડૂતોએ આ વખતે પણ ખૂબ ફાળો આપ્યો હતો. એમણે હજારોની સંખ્યામાં હિજરત કરી હતી અને બાજુના ગાયકવાડી પ્રદેશમાં ગયા હતા. સરકારે એમની જમીનો જપ્ત કરી હતી તેની એમણે દરકાર કરી ન હતી.'

'ગોળમેજી પરિષદનું શું થયું ?' અશોકે પૂછ્યું.

'એ તો ભરાઇ નવેંબરની અધવચમાં. એમાં સરકારે ચૂંટેલા ૮૫ પ્રતિનિધિઓ હતા. મહાસભાએ એમાં ભાગ ન લીધો એટલે બને ત્યાં સુધી એ કયી શરતે ભાગ લેશે તે જાણવા સરકારે પ્રયત્ન કર્યો અને વાટાઘાટો માટે ગાંધીજીને સરળતા થાય તે સારૂ પંડિત મોતીલાલ તથા જવાહરલાલ, સરદાર વલ્લભભાઇ, સરોજીની નાયડુ વગેરેને એમની પાસે યરોડા લઇ જવામાં તથા રાખવામાં આવ્યા. જયકર તથા સપ્રુએ

મહાસભા અને વાઇસરૉય વચ્ચેના સુલેહના દૂત તરીકેનું કામ કર્યું.'

'ગાંધીજી ક્યારે છૂટ્યા ?'

'૨૬મી જાન્યુઆરી ૧૯૩૧ના રોજ ગાંધીજી તથા બીજા ૧૯ આગેવાનોને બીનશરતે છોડી દીધા. કારોબારી સમિતિ છૂટથી ચર્ચા કરી શકે અને સુલેહસંપભર્યું વાતાવરણ થાય એવી સરકારની ઇચ્છા છે એમ પણ વાઇસરૉયે જાહેર કર્યું.'



આઠથી બાર વર્ષનાં બાલકો માટે

# બાલવિનોદમાલા

સંપાદક : નાગરદાસ ઈ. પટેલ ☆ ચિત્રકાર : જગમોહન મીસ્ત્રી

બાલવિનોદમાલા બાલકોની ભારે માનીતી છે. એનાં પુસ્તકો બાલકો હોંસે હોંસે વાંચે છે. એની સુઘડ છપાઇ, ભારોભાર સુંદર ચિત્રો છેલ્લામાં છેલ્લી ઢબનાં પાંચરંગમાં છાપેલાં વૉર્નિશ કરેલાં મનોહર પૂઠાં અને રસિક શૈલી માટે સૌ કોઇ પ્રશંસા કરે છે. અત્યાર સુધીમાં એની સાડાચાર લાખ નકલો ઉપડી ગઇ છે તેજ બતાવી આપે છે કે એ બાલકોને ખૂબ ગમે છે અને બાલકો એના ઉપર ફીદા થયાં છે.

## ☆ પહેલા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૧ | **રતનીયો** : રતનીયા વાંદરાનાં અજબ પરાક્રમો ... | ૦—૪—૦ |
| ૨ | **મોતીયો** : મોતીયો કુતરો ને ચંપીનાં તોફાનો... | ૦—૪—૦ |
| ૩ | **મણિયો** : મણિયા બિલાડાની રસિક કથા ... | ૦—૪—૦ |
| ૪ | **ચતુરો** : શિયાળ ભાઇબહેનની કથા ... ... | ૦—૪—૦ |
| ૫ | **ઉંદરદેશ** : નાના ઉંદરોનાં મોટાં પરાક્રમો ... | ૦—૪—૦ |
| ૬ | **ભુરિયો** : રીંછ, રીંછણ, ભુરિયો ને સોનાકુમારી | ૦—૪—૦ |
| ૭ | **ભાણિયો** : નાગમામા અને ભાણેજની વાર્તા ... | ૦—૪—૦ |
| ૮ | **મરઘાભાઇ** : અકકલનાં પડીકાં છોડતા મરઘાભાઇ | ૦—૪—૦ |
| ૯ | **પંડિતજી** . ધીંગામસ્તી ને તોફાન કરતા પંડિતજી | ૦—૪—૦ |
| ૧૦ | **કલાવતી** : ચતુરાઇના પાઠ શીખવતી કલાવતી... | ૦—૪—૦ |
| ૧૧ | **ગંગારામ** : રાજાને મૂર્ખ મિત્ર કહેનાર પોપટ ... | ૦—૪—૦ |
| ૧૨ | **ઊંઘણશી** : ચહાની ઉત્પત્તિની ચિનાઇ દંતકથા... | ૦—૪—૦ |
| ૧૩ | **કાલાં ઘેલાં** : નાની પણ મઝાની ગીતકથાઓ ... | ૦—૪—૦ |
| ૧૪ | **ભગો** : ભગાભાઇના ભાત ભાતના છબરડા ... | ૦—૪—૦ |
| ૧૫ | **લાલિયો** : લાલિયા ગધેડાની ગૌરવભરી ગાથા... | ૦—૪—૦ |
| ૧૬ | **હેમલતા** : સો વરસ ઊંઘતી હેમલતાની વાત ... | ૦—૪—૦ |
| ૧૭ | **રણધીર** : રાજકુમાર રણધીરનાં અજબ સાહસો... | ૦—૪—૦ |
| ૧૮ | **સબુર** : આપકમીં કુંવરી ને સબુરસિંહની દંતકથા | ૦—૪—૦ |
| ૧૯ | **ગુંદરિયો** : ગુંદરની ગારે ચોંટી રહેતો ગંગુ ગુંદરિયો | ૦—૪—૦ |
| ૨૦ | **રાવજી** : અણદીઠી, અણવીતી ને અણસાંભળી વાત | ૦—૪—૦ |

* **બાલવિનોદિની** : [ભેટ પુસ્તક] એક રસિક દંતકથા ૦—૮—૦

## ૭૫૦ પાનનું વાંચન : ૩૭૫ ચિત્રો

આખો સૅટ મજબુત બૉક્સમાં સુંદર રીતે પેક કરેલો
મળી શકે છે અને ભેટ આપવા માટે એ સર્વોત્તમ છે

કિંમત રૂા. ૫—૧૨—૦  ટપાલ ખર્ચ બાર આના

 **બીજા સૅટનાં પુસ્તકો** 

૨૧ **સોણલિયો** : ચાંદો સૂરજ ને શુક્રના તારાનું સ્વપ્નું ૦—૪—૦
૨૨ **કાળિયો** : મહાકવિ કાલિદાસની જીવનકથા ... ૦—૪—૦
૨૩ **નાગકુમાર** : નાગપંચમીની ગુજરાતની દંતકથા... ૦—૪—૦
૨૪ **મુંબાઇ** : મુંબાઇની સચિત્ર પ્રવાસ કથા ... ૦—૪—૦
૨૫ **મેનાવતી** : મેનાકુમારીની રસિક પરીકથા ... ૦—૪—૦
૨૬ **અલકા** : ભેદી જંગલ, અલકા ને અલકા ઢીંગલી ૦—૪—૦
૨૭ **બેલવાળો** : મિયાં મીઠુ ને બહારવટિયો નારસિંહ ૦—૪—૦
૨૮ **કાગમંત્રી** : મુત્સદ્દી કાવાદાવાવાળા કાગમંત્રી ... ૦—૪—૦
૨૯ **ધરતીમાતા** : પૃથ્વી, તેની ઉત્પત્તિ અને વિકાસ ૦—૪—૦
૩૦ **ગોરિયો** : ગોરિયા સાંઢ ને વનરાજ સિંહની કથા ૦—૪—૦
૩૧ **રેડિયો** : રેડિયો તેની રચના અને બ્રોડકાસ્ટિંગ ... ૦—૪—૦
૩૨ **બાપનાં વેણ** : બાપનાં વેણ કડવાં કે મીઠાં? ... ૦—૪—૦
૩૩ **દુલારી** : ગુજરાતની એક જૂની દંતકથા ... ૦—૪—૦
૩૪ **સોનાનાં પગલાં** : ગુણદ્રોહી નાગની લોકવાર્તા ... ૦—૪—૦
૩૫ **ગરવી ગુજરાત** : પવનદેવની પીઠ ઉપર કરેલો પ્રવાસ ૦—૪—૦
૩૬ **વહેંતિયો** : વહેંતિયાના એ ધપ્પા ને વિશાળ ધરતી ૦—૪—૦
૩૭ **લંકાની લાડી** : લંકાની લાડી ને ઘોઘાનો વર... ૦—૪—૦
૩૮ **કનૈયો** : શ્રી કૃષ્ણના બાલજીવનની ભાગવત કથા ૦—૪—૦
૩૯ **રાજહંસ** : નળ, દમયંતી ને હંસની પુરાણ કથા ૦—૪—૦
૪૦ **ધનિયો** : ધનિયા હજામનાં અવનવાં પરાક્રમો ... ૦—૪—૦
* **બટમોગરો** : [ભેટ પુસ્તક] ચતુરાઇની કથાઓ ... ૦—૪—૦

## ૭૫૦ પાનનું વાંચન : ૩૭૫ ચિત્રો

આખો સૅટ મજબુત બૉક્સમાં સુંદર રીતે પેક કરેલો
મળી શકે છે અને ભેટ આપવા માટે એ સર્વોત્તમ છે

કિંમત રૂા. ૫—૧૨—૦  ટપાલ ખર્ચ બાર આના

દશથી પંદર વરસનાં બાલકો માટે

# અશોક બાલપુસ્તકમાલા

સંપાદકો : નાગરદાસ ઈ. પટેલ અને રમણલાલ નાનાલાલ શાહ

## દરેક સૅટમાં પાંચસો પાનનું સુંદર વાંચન અને ૧૦૦ થી ૨૦૦ ચિત્રો આપવામાં આવ્યાં છે.

### ★ પહેલા સૅટનાં પુસ્તકો ★

| | | |
|---|---|---|
| ૧ | **મહારાષ્ટ્રનો મહારથી** : શિવાજીની જીવનકથા ... | ૦—૪—૦ |
| ૨ | **ત્રણ તપેલાં** : મસ્તફકીરની રમુજી વાર્તા ... | ૦—૪—૦ |
| ૩ | **ચીની વાતો** : બાલકો રીઝા થાય એવી વાતો ... | ૦—૪—૦ |
| ૪ | **શા માટે?** : ગિજુભાઈનાં બે નાટકો ... | ૦—૮—૦ |
| ૫ | **કેશુડાં** : બાલમંદિરોનાં ગીતોનો સંગ્રહ ... | ૦—૪—૦ |
| ૬ | **રૂપીના બાગમાં** : ફુલઝાડોની વાર્તારૂપે સમજુતી | ૦—૪—૦ |
| ૭ | **કુતૂહલ** : વિવિધ સવાલોના જવાબો ... | ૦—૪—૦ |
| ૮ | **મુદ્રારાક્ષસ** : સંસ્કૃત નાટકની વાર્તા ... | ૦—૪—૦ |
| ૯ | **રંભાનું રસોઈઘર ખંડ ૧** : વીસમી સદીનું પાકશાસ્ત્ર | ૦—૪—૦ |
| ૧૦ | **આપણાં મિત્રો** : સમભાવ કેળવતી વાતો ... | ૦—૪—૦ |
| ૧૧ | **ભોળી સુભદ્રા** : સુભદ્રાના જીવનનું નાટક ... | ૦—૪—૦ |
| ૧૨ | **વિજ્ઞાન વિહાર ખંડ ૧** : વિજ્ઞાન કથાઓ ... | ૦—૪—૦ |
| ૧૩ | **ગંમત ગીતો** : નવાં બાલગીતો ... ... | ૦—૪—૦ |

બોકસમાં પેક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

### ☆ બીજા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૧૪ | **અવળચંડો** : મનોરંજક ચીની વાતો ... | ૦—૪—૦ |
| ૧૫ | **ગણિત ચમત્કાર** : ગણિતના કોયડાઓ ... | ૦—૪—૦ |
| ૧૬ | **અજબ દુનિયા** : ભેજામાં ન ઉતરે એવી વાતો... | ૦—૪—૦ |

| | | |
|---|---|---|
| ૧૭ | **સુંદરપુરી** : આરોગ્યશાસ્ત્રને લગતું સુંદર નાટક | ૦—૪—૦ |
| ૧૮ | **નાની મોટી વાતો ખંડ ૧** : નાની નાની વાતો | ૦—૪—૦ |
| ૧૯ | **બાલકોનું સ્વર્ગ** : ખગોળશાસ્ત્રનું પહેલું પુસ્તક | ૦—૪—૦ |
| ૨૦ | **બાલપાઠો** : મોન્ટીસોરીના નવીન બાલપાઠો ... | ૦—૪—૦ |
| ૨૧ | **વિજ્ઞાન વિહાર ખંડ ૨** : વિજ્ઞાનની વાતો ... | ૦—૪—૦ |
| ૨૨ | **નરવીર નેપોલિયન** : યુરોપને ધ્રુજાવનારની કથા | ૦—૪—૦ |
| ૨૩ | **ગ્રામગીતો** : બાલકોને ગમે એવાં બાલગીતો... | ૦—૪—૦ |
| ૨૪ | **રંભાનું રસોઈ ઘર ખંડ ૨** : પાકશાસ્ત્રનું પાઠ્યપુસ્તક | ૦—૮—૦ |
| ૨૫ | **ચંદ્રભાગા** : મહારાષ્ટ્રની વીરાંગનાનું રસિક નાટક | ૦—૪—૦ |

બોકસમાં પેક કરેલા સૅટના રૂા. ૩—૮—૦

## ☆ ત્રીજા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૨૬ | **રાજા ભોજ** : રાજા ભોજની સરળ જીવનકથા ... | ૦—૪—૦ |
| ૨૭ | **ચિત્તાનો શિકાર** : જાતઅનુભવની શિકારની વાતો | ૦—૪—૦ |
| ૨૮ | **મર્કનિયો** : પારિતોષિક મેળવનાર વાનરકથા ... | ૦—૪—૦ |
| ૨૯ | **સમ્રાટ સીકંદર** : સીકંદરની જીવનકથા ... | ૦—૪—૦ |
| ૩૦ | **ફૂલગજરી** : નવી પધ્ધતિના બાલપાઠો ... | ૦—૪—૦ |
| ૩૧ | **કાગળના કીમિયા** : કાગળની કોતરણીની કળા | ૦—૪—૦ |
| ૩૨ | **વિજ્ઞાન વિહાર ખંડ ૩** : વિજ્ઞાનની વાતો ... | ૦—૪—૦ |
| ૩૩ | **રંભાનું રસોઇઘર ખંડ ૩** : સુંદર રસોઇશાસ્ત્ર... | ૦—૪—૦ |
| ૩૪ | **મીરાંબાઈ** : ભકિતભરી જીવનકથા ... | ૦—૪—૦ |
| ૩૫ | **દગાબાજ દુશ્મન** : ઉધાઇની જીવનલીલા ... | ૦—૪—૦ |
| ૩૬ | **સુંદર સંવાદો** : મેળાવડામાં ભજવાતા સંવાદો | ૦—૪—૦ |
| ૩૭ | **નાની મોટી વાતો ખંડ ૨** : સુંદર વાતો ... | ૦—૪—૦ |
| ૩૮ | **ક્ષેમરાજ** : વીરરસિક નાટક ... | ૦—૪—૦ |

બોકસમાં પેક કરેલા સૅટના રૂા. ૩—૮—૦

## ☆ ચોથા સૅટનાં પુસ્તકો ☆

| | | |
|---|---|---|
| ૩૯ | **રાણા પ્રતાપ** : મહારાણા પ્રતાપની જીવનકથા... | ૦—૪—૦ |
| ૪૦ | **અમારી વાર્તાઓ ખંડ ૧** : ગુજરાતની બાલવાર્તાઓ | ૦—૮—૦ |
| ૧૧ | **ગલુડિયાં** : કૂતરાંઓનાં અવનવાં પરાક્રમો ... | ૦—૪—૦ |
| ૪૨ | **અમારી વાર્તાઓ ખંડ ૨** : નવી બાલવાતો ... | ૦—૮—૦ |
| ૪૩ | **પત્ર પેટી** : અનેક પ્રકારના કાગળપત્રોના નમૂના | ૦—૪—૦ |

૪૪ **અમારી વાર્તાઓ ખંડ ૩** : દેશદેશની દંતકથાઓ ૦—૮—૦
૪૫ **વિજ્ઞાન વિહાર ખંડ ૪** : વિજ્ઞાનની વિવિધ કથાઓ ૦—૪—૦
૪૬ **લેનિન** : રશિયાના તારણહારની જીવનકથા ... ૦—૮—૦
૪૭ **ગીત કથાઓ** : નવાં ગીતો ... ૦—૪—૦

બોકસમાં પૅક કરેલા સૅટના રૂા. ૩—૮—૦

## ☆ પાંચમા સૅટનાં પુસ્તકો ☆

૪૮ **હાસ્ય તરંગ ખંડ ૧** : રમુજી ટુચકાઓ ... ૦—૪—૦
૪૯ **અમારી વાર્તાઓ ખંડ ૪** : જાણીતી બાલવાર્તાઓ ૦—૮—૦
૫૦ **કુતુહલ ખંડ બીજો** : અવનવા સવાલોના જવાબો ૦—૪—૦
૫૧ **અમારી વાર્તાઓ ખંડ ૫** : દેશ દેશની દંતકથાઓ ૦—૮—૦
૫૨ **નીરૂની નોંધપોથી** : નવી જાતની નોંધપોથી ... ૦—૪—૦
૫૩ **અમારી વાર્તાઓ ખંડ ૬** : બાલવાર્તાઓ ... ૦—૮—૦
૫૪ **વિજ્ઞાન વિહાર ખંડ ૫** : વિજ્ઞાનને સમજાવતી વાતો ૦—૪—૦
૫૫ **આપણી મહાસભા ખંડ ૧** : મહાસભાનો પરિચય ૦—૮—૦
૫૬ **વડવાઈઓ** : વિવિધ વનસ્પતિનો પરિચય ... ૦—૪—૦

બોકસમાં પેક કરેલા સૅટના રૂા. ૩—૮—૦

## ☆ છઠ્ઠા સૅટનાં પુસ્તકો ☆

૫૭ **હાસ્યતરંગ ખંડ ૨** : હાસ્યરસના ટુચકાઓ ... ૦—૪—૦
૫૮ **આપણી મહાસભા ખંડ ૨** : મહાસભાનો પરિચય ૦—૮—૦
૫૯ **છેતરાતી નજર ખંડ ૧** : ભૂલભૂલામણી સાથે ... ૦—૪—૦
૬૦ **પ્રવાસ કથાઓ** : પ્રવાસને લગતી સુંદર વાતો ૦—૮—૦
૬૧ **કોણ કેમ અને શું ? ખંડ ૧** : ભાતભાતના ખુલાસા ૦—૪—૦
૬૨ **નવીનવાઈઓ ખંડ ૧** : દુનિયાની અજાયબીઓ ... ૦—૮—૦
૬૩ **ચિત્રરેખા** : કન્યાઓ માટે નવીન ચિત્રકલા ... ૦—૪—૦
૬૪ **ચોપગાંની દુનિયા ખંડ ૧** : નવી શૈલીનો પરિચય ૦—૮—૦
૬૫ **નરસૈંયો** : નરસિંહ મહેતાનું જીવન અને કવિતા ૦—૪—૦

બોકસમાં પેક કરેલા સૅટના રૂા. ૩—૮—૦

## ☆ સાતમા સૅટનાં પુસ્તકો ☆

૬૬ **હાસ્યતરંગ ખંડ ૩** : હાસ્યરસના હોજ જેવા ટુચકા ૦—૪—૦
૬૭ **સાગરની રાણી** : અજબ કુદરતકથાઓ ... ૦—૮—૦

૬૮ **નગીનાવાડી** : બાલકાવ્યોનો નવો સંગ્રહ ... ૦—૪—૦
૬૯ **ત્રણ ઠગ** : રસભરી સુંદર વાતો ... ૦—૮—૦
૭૦ **છેતરાતી નજર ખંડ ૨** : ભૂલભૂલામણી સાથે... ૦—૪—૦
૭૧ **લાલાનો ભેળ** : ભાતભાતની વાનીઓ ... ૦—૮—૦
૭૨ **વડવાઇઓ ખંડ ૨** : વનસ્પતિ ને પંખીઓનો પરિચય ૦—૪—૦
૭૩ **ચોપગાંની દુનિયા ખંડ ૨** : પ્રાણીઓનો પરિચય ૦—૮—૦
૭૪ **ગઓ ગાંધી** : છાલો પાલો મરીમસાલો ... ૦—૪—૦

બૉકસમાં પેક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

## ☆ આઠમા સૅટનાં પુસ્તકો ☆

૭૫ **હાસ્ય તરંગ ખંડ ૪** : હાસ્યરસથી ભરપૂર ટુચકા ૦—૪—૦
૭૬ **હીરકણી** : રસિક બાલવાર્તાઓ ... ૦—૮—૦
૭૭ **કોણ કેમ અને શું ? ખંડ ૨** : અવનવા ખુલાસા ૦—૪—૦
૭૮ **ભારત કથાઓ** : પ્રાંત પ્રાંતની લોકકથાઓ ... ૦—૮—૦
૭૯ **પોયણી** : નવાં બાલકાવ્યો ... ૦—૪—૦
૮૦ **નવી નવાઇઓ ખંડ ૨** : જગતની અજાયબીઓ... ૦—૮—૦
૮૧ **ગંગા મૈયા** : સુંદર કુદરત કથાઓ ... ૦—૪—૦
૮૨ **ચોપગાંની દુનિયા ખંડ ૩** : ચોપગાંનો પરિચય ૦—૮—૦
૮૩ **પ્રેમાનંદ** : પ્રેમાનંદનું જીવન, અને કવિતા ... ૦—૪—૦

બૉકસમાં પેક કરેલા સૅટના રૂ. ૩—૮—૦

## ☆ નવમા સૅટનાં પુસ્તકો ☆

૮૪ **હાસ્ય તરંગ ખંડ ૫**: હાસ્યરસના હોજ જેવા ટુચકા ૦—૪—૦
૮૫ **બાપુનોદાયરો** : અત્યંત રસિક બાલકથાઓ ... ૦—૮—૦
૮૬ **શાણો શિયાળ** : શિયાળનાં અદ્દભુત પરાક્રમો... ૦—૪—૦
૮૭ **નવી નવાઇઓ ખંડ ૩** : આલમની અજાયબીઓ ૦—૮—૦
૮૮ **જયસ્વદેશ** : દેશભક્તિનાં કાવ્યો ... ૦—૪—૦
૮૯ **ચોપગાંની દુનિયા ખંડ ૪** : પ્રાણી પરિચય ... ૦—૮—૦
૯૦ **કોણ કેમ અને શું ? ખંડ ૩** : ભાતભાતના ખુલાસા ૦—૪—૦
૯૧ **ચાંદામામા** : ચંદ્રલોકની મુસાફરી ... ૦—૮—૦
૯૨ **શામળભટ** : એનું જીવન અને કવિતા ... ૦—૪—૦

આ સૅટ ૧૯૪૩ માં પ્રકટ થશે.

☆ બાલવિનોદનાં પ્રકાશનો માટે ☆

# વિદ્વાન વિવેચકો શું કહે છે?



સુશોભન અને સંખ્યાબંધ ચિત્રો તેમજ આકર્ષક રૂપરંગના વિષયમાં 'બાલવિનોદમાળા'નાં પુસ્તકો આપણા બાલસાહિત્યના અત્યારસુધી પ્રગટ થયેલા ગ્રંથોમાં સહેજે પહેલું સ્થાન લઇ જાય તેવાં છે. જ્યોતિન્દ્ર હ. દવે એમ. એ.



બાલવિનોદમાળાનાં રમકડાં જેવાં રૂપાળાં પુસ્તકો બાલકોમાં ખૂબ લોકપ્રિય થયાં છે, પુસ્તકોનો રૂપરંગ આ જાતની ઇંગ્રેજી ચોપડીઓની બરોબરી કરે તેવાં છે.

નવલરામ જ. ત્રિવેદી એમ. એ.



શકય તેટલું વૈવિધ્ય જાળવવાનો સફળ પ્રયાસ આ રૂપરંગે સોહામણાં લઘુ પુસ્તકોમાં મૂર્ત થયો છે. પુસ્તકોનો ઉઠાવ બાલકોને પસંદ પડી જાય તેવો મોહક કરવાની તેમજ બાલમાનસને અનુકુળ સામગ્રી પીરસવાની દ્રષ્ટિ તથા આવડત આ માળાના સંપાદકોમાં છે એ તો સહેજે કળાઇ જાય છે.

અનંતરાય રાવળ એમ. એ.



આકર્ષક રૂપરંગ, મનોહર ઉઠાવ, સંખ્યાબંધ સંવાદી ચિત્રો, આંખને ઉડીને વળગે એવું સ્વચ્છ મુદ્રણ અને તે સાથે બાળકો સમક્ષ રજુ થતાં વાસ્તવદર્શન અને વિષય વૈવિધ્ય ઇત્યાદિ તત્વોને લઇને શ્રી. નાગરદાસ ઇ. પટેલ સંપાદિત પુસ્તકોએ આજના બાલજગતને કબજે કર્યું છે, એમ કશી પણ અતિશયોકિત વિના કહેવું પડશે. હરિલાલ પંડયા એમ. એ.